# नेमजीनो विवाह.

સારવે જૈન ધર્મના સજ્જનોને વાસતે
અસલ શાસ્ત્રો પુસ્તક ઉપરથી કેટલોક સુધારો
વધારો કરાવી છપાવી પ્રસીધ્ધ કરનાર

## मोहनलाल वाकरभाइ *

આવૃતી ૧ લી.



## अमदावाद

પાંનકોરને નાકે ખંધારાઓળમાં મુળચંદ તાપચંદ
ના મકાનમાં બલાખીદાસ નારણદાસે પોતાના
આ૦ સત્યપ્રકાશ પ્રેસમાં છાપ્યો
સવંત ૧૯૩૬ સને ૧૮૮૦
કિંમત ૬ આના.

# નેમવીવાહ*

દોહરો

વિધિ તનયા પતિ પૂત્રની પુત્રી પરમ પવીત્ર,
વાસ પુરો રસના વિષે વાણી દિયો વિચિત્ર. ૧

રાગ. મામેરાનો વેવાણ કમળાને પુછેરે.

સતી સારદાને શિરનામુરે ગુરુ ગૌતમ પદમાં વીરામુરે;
કહુ નેમ વિવા કરજોડીરે, દયા ધારો મતી મુજ થોડીરે. ૧
નિધી તરવા અપંગો આતુરે, કીડી કુંજર હણવા ધાએરે;
ભરી ફાળ ગજા વીણ આજરે, માટે રાખજો મારી લાજરે ૨
નેમ તોરણ ગયા કેવી રીતેરે, કેવી પ્યારી પીયુને પ્રીતેરે;
કરૂ વર્ણન તે વીસ્તારીરે, સ્નેહે સાંભળજો નરનારીરે. ૩
ઉત્તમ નગરી છે દ્વારામતીરે, કરે રાજ ત્યાં કૃષ્ણ ભુપતીરે;
શ્રી સમુદ્ર વીજયને નામેરે, કાકા કૃષ્ણના વંશ વીરામેરે. ૪
તેને સદન છે નારી સુવાદેરે, સો સતીઓમાં નીમાંકછે આદેરે;
તેની કુખે તે જન્મ્યા તનરે, નેમ નગીન રૂપ રતનરે. ૫
શ્યામ રૂપ ઘટા ઘન મળકેરે, મંદ હાસ્ય પછી મુખ મલકેરે
બાળ લીલા કરે બહુ ભાતેરે, વાલા લાગે વીરાવળો વાતેરે. ૬
મુખ કમળથી કંદ્રપ લાજેરે, રૂડા અંગે આભુષણ છાજેરે;
માત તાતને હર્ષ ન માયેરે, દાઝે દુરીજન રૂદયા માહેરે. ૭
શાખી શુકલ પક્ષીનો તેમરે, થાય મોટેરા કુંવર તેમરે,

રમે રમત સમાગુની સંગેરે નરનારીઓ નરખે ઉમંગેરે. ૮

છપો

સમુદ્ર વીજયને દ્વાર, ઘણા જાદવાના જાયા;
નરમળ નેમની સંગ, રમત રમવાને આયા.
ઞાવ ભાવ ઉછાહ, રંગની રેલ મચી છે;
ખાંતે કવા ખેલ, ખેઠો રમણ રચી છે
વદયા નેમજી વાત ત્યાં ભ્રાત બધા ભેગા થઈ,
ફરવા જઈએ આપણે, સકળ સંગીએ હા કહી. ૯

દોહરો

બાગ બગીચા બંગલા, વન ઉપવન સર સાર;
નેહે આવ્યા નીરખવા, જાદવ તણા કુમાર. ૧૦

ઢાળ. સે પારી મારી શળી ગઈરે લવીંગે ઉડી આગરે;

એ રાગ.

સરખે સરખા સોભતી જાદવતણા કુમારરે રંગીલાલાલ; હળી મળીને સૌ હરખમાં, ચાલ્યા પુરની બહારરે રંગી-લાલલ ૧ તેમાં તે નેમજી નેકીવડા સરવેમાં સરદારરે રંગીલા લાલ; તારામાં જયમ ચંદની, સોભા અપરંપરરે રંગીલા લાલ. ૨ સુંદીર સરવર જોઈ વાળ્યા જોયાં વાડી ઝાડરે રંગીલા લાલ; બાગ બગીચા બંગલા વન ઉપવનને પાડરે રંગીલાલાલ ૩ પછીથી પુરમાં પરવર્યાં, ઠીક કરીને ઠાઠરે રંગીલા લાલ નીરખ્યો કોટને કાંગરા, નીરખ્યો નદિનો ઘાટરે રંગીલા લાલ, ૪ જોઈ શેરી-

ઓ સાંકડી, પરા પોળને મેહેલરે રંગીલા લાલ. ચકચા
ચઉટા ચાવડાં જોય; સ્વાર ઉભેલરે રંગીલા લાલ. ૫
એમ કરતાં આવીયા આયુધશાળા જયાંહરે રંગીલા લાલ,
આસન આપ્યું અનુચરે, નેમે પુછયું ત્યાંહરે રંગીલા લાલ.
૬ આવાસ કોનો આ દીસે, ઝાઝો ઝાકમઝાળરે રંગીલા
લાલ ચીતરા ચીત્ર વીચીત્ર છે, ભવ્ય ભલા ભુગોળરે
રંગીલા લાલ. ૭ એટલામાં નજરે પડ્યા સંખ ચક્ર
આયુધરે રંગીલા લાલ; ગદા પદમ અવલોકતાં, અં-
તર મોટે આચરે રંગીલા લાલ. ૮ નેમ કહે આં કો
તણા રાખ્યા શેણ કાજરે રંગીલા લાલ: કૃષ્ણ તણાં
આયુધ આ, અનુચર ઉચર્યો આજરે રંગીલા લાલ. ૯
વડો તમારો વીર છે, શુરાનો સરદારરે રંગીલા લાલ;
નામ સુણીને થરથરે, શત્રુ અપરંપારરે રંગીલા લાલ.
૧૦ આયુધ એ ઝાલી શકે બીજા હારે હામરે રંગીલા
લાલ; બળવંતા બીજા બહુ કૃષ્ણ તણું એ કામરે રંગીલા
લાલ. ૧૧ વખાણ વીરનાં સાંભળી બોલ્યા નેમીનાથરે
રંગીલા લાલ; અચરજ એમાં નથી કહી ચક્ર ચડાવ્યું
હાથરે રંગીલા લાલ. ૧૨ ગદા મહી જયમ આસને શં-
ખનો કીધો સાદરે રંગીલા લાલ: શબ્દ ગયો બ્રહ્માંડમાં
ઉતર્યા સઉનો નાદરે રંગીલા લાલ. ૧૩

દોહરો.

ધમકારે ધ્રુજી ધરા, ઝબક્યો મન જગરાણ;

ઉછળીયુ જળ સાગર તણું થયું ગાજને જાણ ૧૪
ભુપતી ત્યાં ભયભીત થયા, ભાગ્યા શહેર પડ;
ઉછળી પડી ઈમારતો ઝ.ઝા પડીયા ઝાડ. ૧૫
કહે કૃષ્ણ બળદેવને ઉઠ્યુ મુખનું નુર;
કોણે આપ બજાવીયું, કોણ પ્રગટીઓ શુર. ૧૬
શંખ નાદ સુણી વીરો, મુજ વીણ કોથી ન થાય.
જબરો જોધો જગતમાં, કોણ અવર કહેવાય. ૧૭
ઉઠ્યા બે બાંધવ તદા, ખબર કાઢવા સાર;
દીઠા નેમીનાથ ત્યાં કાકા તણા કુમાર. ૧૮
બાળે વેગે બાંધવા, જબરૂ જણ્યું જોર;
તમે કરી મન રમત પણ પયો સૃષ્ટીમાં સોર. ૧૯
નમ્રપણે કહે નેમ તવ અકળાસોમાં વીર;
મુજ બળ અજમાવ્યું નથી, ધરો હૃદયમાં ધીર. ૨૦
કીજ રમત કીધી અમો, તમો ન પામો ત્રાસ;
સાગર બળ ગાગર ભરી, તે થઈ પુરાણ પ્રકાશ. ૨૧
વચન સુણી વીરના થયા કૃષ્ણ અતી ભયભીત,
અતી બળ નેમીનાથનું લેશે રાજ ખચીત. ૨૨
તેથી મન વીચારીયું પરણાવું શુભ પેર;
બળ હણનારી બાપડી, તેથી ઘસે ઝેર. ૨૩
નજર કહોરે વીરનું વધશે, જોર વીશેષ,
તાણી લેશે રાજ મુજ, નેમીનાથ વીરેશ. ૨૪

છપ્પા.

ભાઈને કીધુ કપટ ગુપત મા અંતર રાખી;
પીનતા કેરા વૃંદ આગાડી વાણી ભાખી;
કરો અમારૂં કાજ ભાજ મારી તમ હાથે
જયમ ત્યમ પરણે નેમ કરો કત તેવું સાથે,
સ્વારથ સાધો સુંદરી, કામ કરો સત્વર તમે.
કળા કરો મુજ વાર, પરણે પદમની આ સમે;

---

ઢાળ સુરત શેહેરથી તે સાડીઓ આવજોરે. એ રાગ.

નારી પરણાવો નેમરે ટેક

પ્રીતની મનુરાઈ આળવારે, કરી નારી પ્રીતમનો ઠાઠજો, તેડાવી કયો મારા ભાઈનેરે, પ્યારી પટરાણીઓ આઠજો નારી પરણાવો નેમનેરે. ૧ પુરૂષ થકી તો પતળે નહીરે, એતો કામા તમ રે કામજો; ભુજ બાળ ને બહુ બાવર રે. એને ભોળવી લેજો ભામજો; નારી પરણાવો નેમનરે. ૨ વાંઢો વાંઢો કહી વાતમાંરે, તમે હજો દીયરને અંબાજો; ગમતી શું બવાણી નાંખજોરે તમે જાજો સરોવર પાળજો નારી પરણાવો નેમનેરે. ૩ રાજી રમતમાં રાખોનેરે, કરો નેમજીને કપટી બાથજો મુખથી બોલજો મીઠડુંરે, રખે નેમને મહાવો કોધજો નારી પરણાવો નેમનેર. ૪ એને કુસર્વાને નાખો ફંદમારેનેમ અગનીની આગળ વૃતજો. નેમ મુકાવો નેમનુર, કરો

ખંડન ન પરણવાનું વૃતજો. નારી પરણાવો નેમનેરે. ૪ એવા મારોને માનનીરે, એના ઉરમાંહી આવે અંકોરજો. પરણિતે પ્રેમદા પ્રીતથીરે, ત્યારે ભાગશે એનું જોરજો. નારી પરણાવો નેમનેરે. ૬ અાઠે પટરાણીઓએ સમરે બોલી સ્વામી ન ધરો શોગ જેઃ મેળવીશું તમારા ભાઇનેરે, રૂડો સાધવો છે કાજનો જોગજો. નોખે પરણાવીશું નેમનેરે.

ઢાળ. ભામનીઓ સરવે ભેગી થઇરે, કીધા તતપર ત્યાં ગેહનાં ખાણુંજે ભિની રંગ રાચીકાની આંખડીરે, સુખાવાળી વદતી સુજાણજો. ભામનીઓ સરવે૦ ૧ ના ૧ આલોને નેમ નગીનજીરે હરી વદનાએ ઝાલ્યોછે હાથજો; સાથે સરોવર સંચરયારે, દીયર ભાભીઓના સંગાથજો. ભામનીઓ સરવે૦ ભની પેરે ભામનીઓએ બોળ્યારે, તેને નેમે ન જાણ્યો કાંઠજો; વાતો કરે છે વીલાસનીરે, ઘણો ગજી રહ્યા છે ધાટજો. ભામનીઓ૦ સ્નાન કરતાં શુંદરીઓ સ્નેહથી નેમ ઉપર નાખે છે નીરજેઃ ચિન્હ અનુરાગના આળવેરે, આળા ચીતવીને નાખે ચીરજો. ભામનીઓ સરવે૦ લાખ લેહેકા કરે કઇ હાથથીરે, કરે કામની ચેષ્ટા અપારજો; ગોરા ગાલ તાણિ છે કઇ ગોએરીારે, કરે ચુંબન ધરી ઉર પ્યારજો. ભામનીઓ સરવે૦ કઇ કુદીને કાદવ નાખતીરે, ઝાઝા જળમાં તે ડુબકી ખાયજો કઇ મારે છે પ્રેમની પીચ

કારીઓરે. નેહે નેમજી તણા કર સાહજો. ભામનીઓ સરવેઠ વદે મરમ વચન કઈ માનનીજો; અમે પેખી પુરૂષની જાતજો; તમે વાંઢા ન જાણો વાતમાંરે, રંગ રમ.ા તણી રીતભાતજો. ભામનીઓ શરવેઠ કહે બીજી શુ સંમજે બાપડોરે, સાધુપણે શુ ભોગવે સુખજો, નારી વીનાનો જે નાવલોરે કામ ક્રીડાથી વસે વોમુખજો. ભામનોઓ સરવેઠ બીજી બોલી ભેણા નવ મારશોરે, ભલે લાવો નારી બે ચારજો; તમે નેમજી ન જાણશો નાનડારે, નર પકા નથી નાદારજો ભામનીઓ સરવેઠ ેાલી બાળા કાને તેમ કુંદમાંરે, ઝીલ્યો જળમાં ઝોટાયો જેમજો; નીરમળ વૃતીથી નહી અભયોરે, નીઃકપટી સ્વરૂપે નેસજો. ભામનીઓ સરવેઠ

દોહરો.

જળ ક્રિડા જુવતી કરી. પ્રેમ પુરની બાહાર;
શુંદીર વૃક્ષની છાયમાં, બેઠી સઘળી નાર;

છપા.

વેલ વીંટાયો ચંદ, ચંદ નક્ષત્રનિ માંહે.
ત્યમ તરુણીમાં નેમ સુભગ શોભે છે ત્યાંહે;
કરે વનીતા વાત, હાસ્ય રસ પ્રગટે ઉરમાં,
સબળ થયો સનંદ દુખ દીસે નહી દુરમાં.
મીઠા બોલી માનની ટોળ ટીખળ ઝાઝા કરે;
અબળાના અંકાર નેમનાથ શ્રવણે ધરે.

ઢાળ. ।। કહે રૂક્ષમાણી રાણી શાણી શાણી વદી વાણી દીયર દેરાણી મારી ક્યારે કહો લાવશો ૧ હેતે ગ્રહી હાથ દીનરત કરી મોજ રોજ પ્યારી તાણી હાથથી તે પાન ક્યારે આવશો. ૨ બની વરરાય વાઘો સોનેરી પેરીને વળી મોટે માને માફરામાં કયારે હવે માલશો. ૩ વળી હું જેઠાણી બની પેરામણી પેરૂ ઘણી વળી વીરને વડાઈ દીધ ક્યારે આલશો

ચોપાઈ.

મોટાના તન વાંઢા ફરે, ભારે કુળને હલકુ કરે;
રોક પરકા જ્યાંજે લીએ મુખ માગ્યા વેવાને દીએ.
જેમ તેમ કરીને પરણે નાર, રહે લાજ ચાલે વેવાર;
નેમ કુંવરને ન મળે નાર વાત કરે સઘળો સંસાર.
લક્ષ્માણા કહે આપને લાજ. કન્યા વીણનો કથલે રાજ,
લાવો દેરાણી આ દીશ, નેમ કુવર નવ ધરશો રીસ.

ઢાળ. ।। " મેલો મોહન મારી માટલી " એ રાગ.

પ્રેમે વદે પદમાવતી. હાંરે સુણો નેમજી સુજાણરે માનો ને વાત વીવેકની, હાંરે નાર પરણો પ્રમાણરે પ્રેમે વદે ૧ અજવાળો ને કુળ આપણુરે, રહે ઉઘાડા દ્વારરે. લાજેણો હચો લાવો તમે, હાંરે સુખદ શારો સંસારરે. પ્રેમે વદે૦ ૨ વરવુ દીસે મારા વાલમારે કહે કુંવારો કાયરે: પરણેલા લોકો પુરમા, હાંરે હાંસી કુળની થાયરે. પ્રેમે વદે૦ ૩ કૃષ્ણ સરીખા ભુપતીરે કરે અક્કાવે રાજરે, તેનો

તે વઢો વીર છે, હાંરે લાગે કુળને લાજરે પ્રેમે વદે૦ ૪ પીતાઈ પડછા નાખશેરે. વાત કરતાં વીચારરે; જાણી મોટાઈ જડું નંદની હાંરે મળી નેગને નહી નારરે. પ્રેમે વદે૦ ૫ અખળા વીનાનો આદમીરે, દાઢી દુખો ગણાયરે; તરણાથી હલકો કુંવારડો હાંરે જાતાં જગમાં જણાયરે પ્રેમે કહુ૦ ૬

દોહરો.

નારી વીણ નર રાંક છે પગને પગલે વાંક;
આપ નહી સજ્જન વિશે કલંક ચોટે કાંક.
જાંબુવંતી તે પણે, બોલ્યાં બોલ રસાળ,
નેગકુંવર નારી વીના ધનીઓ જન કંગાલ.

ઢાળ. ॥ રાગ મારગેરાનો. લખો સવામણ કંકુ જોઇએ શ્રીફળ લખો સેસાત વહુજી એ રાગ જાંબુવતી કહે પરણ્યા તે માણસ કુંવારા તેટલા ઢોર, દીયરજી. કુવાની છાંપડી કુવામાં રહે છે, ઉરમા ઉભરા અઘોર દીયરજી. રાંધી રસોઈ કુણ ટંકે આપે, નેહ ધરીને નીત દીયરજી. પરનારી ઘરમાં નવ પેસે, પુરો ઘરે ન પતીત દીયરજી; નારી વીના સંસારજ સુનો સદન જેવુ શમશાન દીયરજી. નારી વીના નર વંશ ન વાધે અવજસને અપમાન દીયરજી. વેળા મોડા કઈ જશો આવશો, વાસવું પડશે દ્વાર દીયરજી વાટ જોશે કોણ વીનતા પાખી, આપશે કોણ અહાર દીયરજી. વેળા કવેળા ભોજન પામો,

રક્ષંગ રૂડે ન થાય દીયરજી. પારકે હાથે પ્રેમ વીનાનું ધારયું ધરાઈ ન ખવાય દીયરજી. ખાટુ ખારૂ મોળુ તીખુ કાચુ પાકુ ન કેવાય દીયરજી. દારા વીણનો દુનીઆમા મધે નર દીન જન લેવાય દીયરજી.

ઢાળ. ॥ હરી ભજન વીના દુખ દરીઆ સંસારનો પાર ન આવે. એ રાગ.

હો દીયરીઆ માનોને મનહેરે વચન અમારૂ; કહે રૂક્ષમાણી મનન કરોતો તેમાં હીત તમારૂ ટેક. આ જોબનીઆનો છે લટકો, આ રંગ પતંગ તણો ચટકો માટે મુકી દઈ મનનો મટકોરે, હો દીયરીઆ. ૧ તમે લાઓણી પરણો લાડી, સંસારની ખીલાવો વાડી સુખીઆ થાશો દાડી દાડીરે હો દીયરીઆ ૨ આ મેહેલ મંદીરમાં કુણ માલે આ નેહની નજરે કુણ ન્યાળે; કુણ સંનપટ તાણીને આલેરે હો દીયરીયા. ૩ તમે ધન કોને કાજે રળશો, તમે મન મુકી કોને મળશો તમે કોના અંતરમાં બળશોરે, હો દીયરીઆ. ૪ કુણ હુંસે તમથી રીસાસે; કુણ વાટ જોઈ વળતી ખાશે; કોણ દેખીને રાજી થાશેરે, હો દીયરીઆ. ૫ પરણી પરમ ભલે પાળો. કરનાર નથી વચ્ચે ખાળો; આ છોકરવાદીને ટાળોરે હો દીયરીઆ. ૬

દોહરો.

ગંધારી ગુણવંતી કહે, વદી વીવેક વાણ।
નીરમળ નેમ સુલક્ષણા, સુણજો વાત સુજાણ.

ઢાળ.

કાનજી માખડીએથી રડયા ખડયા પણ ભલે પડયા હો
લાલ વેલા આવજો હો લાલ.
દીયરીઆ ભોજાઈ કેરા બોલ, ભુંડા લાગશુ હો લાલ;
ભુંડા લાગશુ હો લાલ.
દીયરીઆ હુકમ ન માને લેશ અમારી ઉપરે હો લાલ;
ભુંડા લાગશુ હો લાલ.
દીયરીઆ ઉઠયા પેલા આજથી દાતણ નહી દીએ હો
લાલ ભુંડા લાગશુ હો લાલ
દીયરીઆ અચો વેઠતા અમે, હવે નહી વેઠીએ હો લાલ
ભુંડા લાગશુ હો લાલ.
દીયરીઆ ઝાઝા પનના ધણી ગણાશો પેટીએ હો લાલ
ભુંડા લાગશુ હો લાલ.
દીયરીઆ ફેરોજ ફાવે તેમ પડયો આ દેશ છે હો લાલ
ભુંડા લાગશુ હો લાલ.
ગમેતો પરણો ગોરી નીકર ગોસાઈનો વેશ છે હો લાલ
ભુંડા લાગશુ હો લાલ.
ગમેતો રહો ગામની માંહે ફકીર થઈ ભલે ફરો હો લાલ
ભુંડા લાગશુ હો લાલ.
દીયરીઆ બળતી બોલુ બોલ ન રીસ હઈએ ધરો હો
લાલ ભુંડા લાગશુ હો લાલ.

ઢાળ. ।। સાંભળરે તું સજની મારી રજની ક્યાં

રમીઆવીજીરે. એ રાગ.

વાંઢા સાથે વાત કર્યાનો નહી નારીનો ધરમજીરે, અબળાને એ આળઝ બેસે, મનમાં સમજો મરમ ભોજાઈ ભલુ કેછેરે. ૧ વાંઢાનો વીશ્વાસ કરયાથી જાય ભરેરો ભારજીરે; નેમ કુંવર પદમની પરણીને આવજો આમારે દ્વારઃ ભોજાઈ ભલુ કેછેરે. ૨ ઝાઝુંહું શું કહુ જાદવજી, પરણો નીરમળ નારીજી; દાન વ્રત તપ પછી આરંભો સદા રહ્ીી સંસારી; ભોજાઈ ભલુ કેછેરે. ૩

દોહરો.

ગંધારી થાકી કથી, કડવા ઝાઝા વેણ.
સતભામા ઉસરે અતી, નચાવતાં બે નેણ.

॥ ઢાળ. ॥ પરનારીની પ્રીત ભવે ભવ છંડીએ લલનાં. એ દેશી, સીદને એવડું બોલ્યા સૈઅરરેને છાંનડી લલના, ૫ રણ્યા તણી તો વાત નથી કાંઈ નાંનડી લલના ૧ બળીઆ હુશે બળવંત અંત આજે આવીઓ લલના., ભાભીઓ કેરા બોલ એકે નવી ભાવીઆ લલના. ૨ કાયર પુરૂષ નેમ પરણેશું તે પદમાણી લલનાં, સામરથ કેરુ છે કામ જેને હુંશ હઈએ ઘાણી લલનાં. ૩ નારી તણા નહી ખેલ નારી હસ્તી તુલ્ય છે લલનાં, જેને તે હોંશ તે હામ તેને મન શુલ્ય છે લલનાં. ૪ નારી માગે વળી વસ્ત્ર ઉત્તમ અમલ ઓપતા લલનાં આપે નહી જો નાથ રામા રહે કોપતાં લલનાં. ૫ નારી માગે ઘણાં ઘાટ હાટ કેરારે

વડ્યા લલનાં, મહી અમુલક નંગ હીરા અતીરે જડ્યા લલનાં. ૬ નારી માગે નીત નીત નવીન જુદી જાતનાં લલનાં, તે કેમ નેમથી થાય પુરાં ભાત ભાતનાં લલનાં ૭ કરેશું નેમ સીપાન પોષાણુ પુરૂ નાનું લલનાં, હામ વાળાનું છે કામ વળી નર ઉદારનું લલનાં. ૮

દોહરો.

વીધ વીધ વાના માગસે, વામા કેમ અપાય.
માટે કેરી નેમજી, પરણ્યા કેરી નાય. ૧

॥ ઢાળ ॥ સમુદ્રવીજય કુળ ચંદલોરે, સાંભળીઆજી એ રાગ. રમણીક બોલ્યાં રાધીકારે, રંગ રાખોજી જાણ્યું મેં તો મુખડે ભાખોજી, પરણે નારી પ્રેમથી રંગ રાખોજી કરી હઈએ હઠ દુર મુખડે ભાખોજી. ૧ ચીત્યા મુકી દઈ ચીતનીરે, રંગ રાખોજી; પરણો રૂડી પેર, મુખડે ભાખોજી, પુરૂં કરીશું ખઉનુંરે રંગ રાખોજી, અમે અમારે ઘેર, મુખડે ભાખોજી ૨ સોળ સહસ્રને આઠ છેરે, રંગ રાખોજી; કાનજી કેરી નાર, મુખડે ભાખોજી. તેમાં તે એક તમારીનેરે, રંગ રાખોજી; ગણે નહીં કાંઈ ભાર, મુખડે ભાખોજી. ૩ ખાવો પીઓને ખુશી કરો, રંગ રાખોજી ખરચો જોતા દામ; મુખડે ભાખોજી, પરણીને રૂડી પ્રેમદારે, રંગ રાખોજી; રહો અમારે ધામ, મુખડે ભાખોજી. ૪

॥ ઢાળ ॥ રાગ ઉપર મુજબ, ત્યારે તે બોલ્યા ને

મળ્યેરે નહી માનુંજી, ભાભી સુણજો. વાત નથી કાંઈ છાનુંજી. નારી લાભ્યા નર તેહનેરે નહી માનુંજી સુખ નહી એક શાન નથી કાંઈ છાનુંજી. ૧ રામજી દુઃખ પામ્યા ઘણુંરે નહી માનુંજી, શીતા શુંદરી કાજ નથી કાંઈ છાનુંજી; રાવણ રોળ્યો નારીએરે નહી માનુંજી, ગઢ લંકાનો મહારાજ નથી કાંઈ છાનુંજી. ૨ દ્રૂપતી દ્રૂરે કારણેરે નહી માનુંજી કઉરવ કેરાન કટાઈ નથી કાંઈ છાનુંજી; પાંડવ દુખ પામ્યા પરમ નહી માનુંજી. તે પણ તેની લડાઈ નથી કાંઈ છાનુંજી ૩ એ બીન બીજા દાખલારે નહિ માનુંજી છે શાસ્ત્રોની મધ્ય નથી કાંઈ છાનુંજી; વાર વધે વિસ્તારતારે નહિ માનુંજી, ભાભી ભાળો સદ્ય નથી કાંઈ છાનુંજી. ૪ સુખ નહિ નારી વિષેરે નહિ માનુંજી, નારી દુખ ઈધાણ નથી કાંઈ છાનુંજી, નાયમા નોચ નારી કહીરે નહિ માનુંજી, નિશ્ચે નરકની ખાણ નથી કાંઈ છાનુંજી. ૫

દુહા.

રાધાજી કે નેમને બોલ્યા એશું બોલ નારી સુખની રેલડી, કોણ નારીની તોલ. ૧ નારી ખાણ નગીનની ભામનિ કે નહિ તુલ્ય, આપ સરીખા તે ઉપજે. એવો રત્ન અમુલ્ય ૨ તે સુણનાં શરમાઈને, હશીયા નેમ કુમાર નિચિ નજરે ન્યાળીને. કર્યો નહી ઉચ્ચાર. ૩ હસતાં દેખાં હરી પડ્યો, શામા કેરો સાથ, માન્યું મા

નું મુખ કહી, તાળી લીધી હાથ ૪ વધાઈ મોકલિ વેગશું, હુંશ ધરીને મન. વળતી નેમને નારીઓ આવ્યાં આપ ભોવન. ૫

ઢાળ. ।। પાટણ શેહેરથી પટોળીઓ લાવજોરે એ રાગ. આલી વધામણી વેગશુંરે, આવી આલી દ્વારા મતી માં હજો; નેમે તે વીવા માનીઓરે, તેવું જાણ્યું છે સરવે ત્યાંયજો આલી વધામણી વેગશું શ્રવણે તે કાનજીએ સાંભળીરે નેમ વીવા તણી વાતજો, પાર મનોરથ સઉ પડયારે, રહે થયા રળીઆતજો. આલી વધામણી વેગશું ૨ રંગ ઉમંગનો અંગમારે. વાદ્યો સુવાદે માંયજો; શાજી થયા સુણી વાતડીરે નેમ તણા પીતાયજો. આલી વધામણી વેગશું૦ ૩ કૃષ્ણ કહે અતા રોડથી બળીઆ વીરા બળદેવજો; વીવા તે કરવો નેમનોરે, તઈયાર રો તનમેવજો; આલી વધામણી. ૪ કન્યા ચુકો મળ અંગનીરે, નીપુણ ગુણ નીધાનજો; નામોઆ કુળની શોધવીરે જેનું રૂપ તે રંભા સમાનજો આલી વધામણી૦ ૫ બ ળદેવ બાંધવ બોલીઓરે, વિરાજી એક વીવેકજો નગરમા નીરખી આપણે રે, કન્યા કુંવારી એકજો. આલા વધામણી૦ ૬ ઉગરશેનની બેટડીરે, રૂપ અનુંપમ સારજો; જુગને તે જોડું નેમનુંરે, નામે રાજુલ નીરધારજો; આલી વધામણી૦ ૬

દોહરા.

કે હળધર શ્રી કૃશ્નને, મેં નજરેથી જોઈ; સુંદરી સમા સ્વરૂપની ભુનળમા નહીં કોઈ રૂપે રતીની તુલ્ય છે, સગુણ સુનિતી ભંડાર, ચતુરા ચંચળ ચીતની, લક્ષણ બીસને બાર.

॥ ઢાળ. ॥ નેમ નગીનની જોડ ઊંચા કુળની કનકા; નહીં આપણ કે ઓડ, નિપુણ શાસ્ત્રગા નીરગળી. ઉગરશેનને ધામ, વીવા કરવા કારણે; ગયા કૃશ્ન નિજ કામ, કરવા વાત વીચારની,

॥ ઢાળ ॥ રતનચા ગુણ મીઠડાંરે એ દેશી. વધાઈ આલી વેગશુંરે, દ્વારામતી તે માંય, નેમે તે વિવાહ માનીયોરે, તેવું જાણ્યું સરવે ત્યાંય. વધાઈ આલો વેગશુંરે. આકાણી કૃશ્ન એ કાને સાંભળીરે નેમ વિવાહની વાત; સોના ટકો શસ્ત્ર આપીઓરે, રૂદે થઈ રળીઆત વ૦ ૨ રંગ ઉમંગ અંગમાંરે, વાધ્યો સુવાદે માય, રાજી થયા સુણી વાતડીરે. નેમ તણા પીતાય. વ૦ ૩ કૃશ્ન કહે અતી કોડથીરે, બળીઆ વીર બળદેવ, નારી લાવવી નેમનેરે, આપણે જો તતખેવ. વ૦ ૪ કન્યા તો જોએ ફૂટડીરે નીપુણ ગુણનીધાન; ઊંચા કુળની લાવવીરે, રુપે રંભા સમાન. વ૦ ૫ બળદેવ બંધવ બોલીઆરે, સુણો વીર વિવેક; નગરમા નીરખી આપણેરે કન્યા કુંવારી એક. વ૦ ૬ ઉગરસેન ઘેર ફૂટડીરે, રૂપ અનુપમ સાર; જુગતે જોડું છે નેમનુંરે, નામે રાજુલ નાર વ૦ ૭ કાન

કહે છે કામનીરે સુંણી કરોછો વાત, કોઇને મુખડે કામળીરે, તપે ભાળી કોછો ભ્રાત ધ૦ ૮

॥ ઢાળ ॥ મુંબાઇ ગઇતી રે શાંકણો એ રાગ.

ધન ધડી ધન દિન આજનો, આજ મારે આનંદ અપાર; કૃશ્ન પધારયા મુજ આંગણે, ઉગ્રશેન હરખ મોઝાર. ધન ઘડી૦ ૧ બાજઠ ઢીમના બેસવા, સ્નેહે કરિને સન્માન; વાયુ ઢોળેરે વાલમા, આપ્યાં શ્રીફળ પાન; ધન૦ ૨ ઉગરશેન વાણીરે ઉચરયા, આજ કૃપા એકલડા નાથ; ચરણે ચાકા કરણા કરી, કોસ અનુચર ન સાથ. ધન૦ ૩ કંધુ પાવન ધર માહરૂ આજ્ઞા શી છે માહારાજ મંગા આવ્યા આળસુ ગ્રહે કો મુજ સરખુ કંઇ કાજ ધન૦ ૪ ઉચરે કૃશ્ન આનંદથી, ઉગરશેન માનો જો વાત; રાજુલ બેટડી આપની પરણાવો નેમની સાથ. ધન૦ ૫ જેવું જોઇએરે જોડલું તેવું મળીયું છે સોન; હીરો હેમ મધ્યે જડે, તેવું દીસતુ તેજ. ધન૦ ૬ આનંદ વાધ્યો અતી ઘણા, ઉગરશેનને અંગ; કીધા વીવા તે કોડથી, વીજયનો વાધ્યો છે રંગ ધન૦ ૭ મારાં ભાગ્ય ઉદે થયા પુત્રીનો જન અવતાર, રૂડી રતી છે રાજુલ તણી, પામી નેમ ભરથાર. ધન૦ ૮ જુક્તે જોશી તેડાવીઆ જોવા જયકારી જોષ; લગ્ન લખીને આપીયુ, હઇયે હરવેને હોંષ. ધન૦ ૯

દોહા.

શ્રાવણ શુકલ પક્ષની, પંચમી મંગળવાર, લગ્ન

દીવસ નિરધારીને, ગયા ક્રશ્ન નિજ દ્વાર; સગા સહોદર સર્વને, સંભળાવીઆ પેર; નેમ તણા વીવા કરવા, ઉગ્રસેનને ઘેર; રાજુલ કન્યા તેમની, રૂપે રતીની તુલ્ય; શશી વદની મ્રગલોચની, સુવરણ ચંપા ફુલ.

॥ ઢાળ. ગોળ ધાણા વેંચીઆ; આનંદ અંગ ન માય; વીવીધ વાજાં વાગીઆરે, દુંદભીના ઘાય; મંગળ ગાવા માનુનો, મંદીરમાં મહલાય, ભીડ થઇ ભારે ઘણી નહીં ઠામ દેવા પાય; લખ્યા દેશ વીદેશમાં કંકોતરી ત્યાં સાર; વાલાં સગાં વેગે કરીરે, આવે જો મુજ દ્વાર. તરીઆ તોરણ બાંધીઆં. આનંદ અપરંપાર; વેગે કરી બેસાડીઆરે, ગણપતી જયકાર; નોબત વાજે નવ નવી કુમ કુમે પીળાં ચોક; વાત સુણીને હરખીયારે, વાટે જાતા લોક; વણી સેવ સુંવાળીઆરે, વડીઆ મુકી સાર; પાપડ વણીઆ પ્રેમથીરે, હર્ષે હર્ષ અપાર; ક્રશ્ન દ્વારની શી કહુ સોભા ન પામુ પાર; શેશ થાકે શસ્ત્ર મુખથી, ગણુ મુજશુ પાર.

॥ ઢાળ ॥ રાજુલ કેરી માવડી, ને ઉગ્રસેનની નાર; વીવા તણા વીવેક કરવા. ધરયા છે નીરધાર; ગીત ગાવા ગોરીઓ, આવે ઘણી ગુણવાન; ખારેકો દે ખોબલે અતિ આણી આદરમાન; જદુનંદ કેરી જાન માટ જોઇતા સામાન; સાનંદથી સત્વર કરયા, ભોજને

જુએ ભાન.

॥ ઢાળ ॥ મારે રૂપી ચીતારા તેડાવીરે, કોવીદ કારીગરોને બોલાવીરે કરવા માંડવો આગના દીધારે, સામગરીની સગડવ કીધીરે રચ્યો મંડપ રગના સારીરે, સુર સરખા જુવે ધારી ધારીરે આરસપાણની બાંધી છે કોરરે, માંહી મુકયા છે કાચ બીલોરરે તાકતા હાંડીઓ અમરુપ દીપેરે. જોતાં સુખને તરસ્યા છાંપેરે; એક વસ્તુ જાણુંય અનેકરે, એવો કીધો છે મહી વીવેકરે સ્થંભ કોચી હીરામણી જડીયારે, જેપી સુરજ ઝાંખા પડીઆરે, કીધા કમાનો સામા સામીરે. સારી શોભા દીસે નહી ખામીરે, માંહી ચીતરાં ચીત્ર વીચીત્રરે અ-વતારીને ઘણે પવીત્રરે, કૃતી કરતાની સઘળી સોભીરે, જોવા દેવ તણું મન લોભેરે. ચીતર્યા પુરાણ પંડીત ભણતા બહી નાંગાટી નાણું ગણતારે, ચીતર્યાં બાળક જાય નીશાળે. ચીતરયા મેહેલ સોટી કર ઝાલેરે. ચીતરયાં પંથી તે પંથે પરવરતાં, કોઈક કારીદ કાસદાં કરતારે. મોટા ચીતરયા દેસ નરેસરે, માંડવડો તે મનહર બેસરે. કાઢયા ઇંદ્ર ઇંદ્રાણી બે સાથેરે, જાણે શોભા રુવં કારથે હાથેરે વદી ઉઠસે વાણી મધુરીરે, કળા એકે ન મેલી અધુરીરે. ચીતરયા ગાંધર્વ ભરવું ગાનારે, ગાંઠી નારદ વેણા વાનારે, માંહી સહસ્ત્ર અઠાશી મુનીરે. જાણે કરશે ને વેદની ધુનીરે. ચીતરી નાચ અપછરા કરતીરે, જાણે

આણ્યમારે કહ્યું કરતારે, માંહી ચીતરચો મહેલ અખાં-
ડારે એક જોતાં બીજાને પાડચોરે ચારૂ ચીતરીઆ ગજ
ઘોડારે, જાણે બાંધ્યા છે હીંગ અછોડારે. ઉપર અસ્વાર
છે અલબેલારે, પેહેલી વીશીના છે બહુ છેલારે, માંહી
કેસરી સહી વીકરાળરે, જાણે દેશે તડુકી ફાળરે. માંહી
ગાયો કલોલ કરે છેરે જાણે હમણાં તે ઘાસ ચરેછેરે.
નોખી નદીઓને બાઝા નાળારે. રચ્યા સરોવરો તો રુપાળારે,
માંહી મીન મગર છે મોટારે. જાણે દોડસે દોટમ દોટારે.
ચીતરી જળ ભરતી ત્યાં નારીરે, કેના બેડલું શીરપર
ધારીરે ઝાઝા પરવત પાહાડ તે માંહીરે, જાણે વેહેશે
સરીતા આંહીરે. ઝાઝા ઝાડ જડ્રો ચીતરીયાંરે, જાણે
ફુલને ફળ ઉતરીયાંરે, સાગ સોસવ સુખડ સારીરે,
આસો પાલવ આનંદ કારીરે. આંબા વાડીઆં આંબ
ત્યાં અટકે, લીલી કચ ત્યાં કેરીઓ લટકેરે. માંહી
મોગરડો ને માલતીરે, જાણે લીલી લતાઓ હાલતીરે.
એવી વનસ્પતી ભાર અઢારરે, માંહી પક્ષ તણા નહી
પારરે. હીમ વરણા તે હંસને જાણીરે, જાણે પીલશે
ગનહર વાણીરે. માંહી કાટ્યા સારસડાં રુનોરે, ભરી
ફાળને મરગલા દોડેરે; કળા સહીત કળાપીતો નાચેરે,
એવું અવલોકી દીલ રાચેરે; માંહી મેના પોપટને સુડારે,
કાગ કઉવાના પોંજર રૂડારે, કોપલ કાડી છે આંબાને
ડાળેરે, જાણે બાનશે રાગ રૂપાળેરે, ચકલાં ચાતક ચારૂ

ચકોરરે, મંડપ રંગીઓ છે ચીત ચોરરે. એવા પક્ષી ચીતરીયાં અશંખરે, વરણન કરતાં ન પામુ અંકરે માંહી ચીતરીયા ચંદ્રને સુરરે. દીન રજનીનું સરખુ નુંરરે ભીત લીપી કનકની ગારેરે, કામ ચળકે છે ગીના કારેરે. સામા સામી સાસનની હારોરે, મધ્યે તેજના સ્થંભ છે સારોરે, માંહી મોતીની શેરો લેહેકેરે, ગહી રુડા ઝું-મારા બેહેકેરે, રૂડુ માસુખ સ્થાનક નીરખીરે, મળી મેદની જોવાને હરખીરે.

દોહરો.

મહા મનોહર માંડવો, રચીઓ રૂડી પેર;
આનંદની હેલી અતી, ઉગ્રસેનને ઘેર.
રાજુલ અંતપુર વીશે બેઠી કરે વીચાર,
મન ગમતો મુજને મળ્યો, નેમ કંથ નીરધાર.

॥ ઢાળ ॥ "મનના માન્યા રાજ મને મળ્યા". એ રાગ. રાજુલ રુડા કરમ તણી રતી. ટેક. મળીયું સાસરુંરે. મનને ગમતુ મુજને આજ, પાર મનોરથ સઉ મનના પડ્યા, આજ ચીતવ્યું સરખું રે, ગનમાં કલ્પેલું મુજ કાજ, રાજુલ રુડી કરમ તણી રતી. ૧ પૂરવે મેં ઘણારે કીધાં હસેજ વ્રત તપ દાન; તે ફળ આડે આવ્યાં આ સમે, નશીબમાં નહી મણારે; પામી કંથ પૂરણ ભગવાન, રાજુલ રુડી કરમ તણી રતી. ૨ જેવો સા-ભળ્યોરે શ્રવણે, તેવો મળીઓ નાથ; શુખની શીમા

વણીયુ જોગથી, હથેવાળામાં હળવોરે રતન જડયું મુજ રાંકડા હાથ રાજુલ રુડી ૩ વર વરૂણાગીઓરે. મારાં ચીતડાં કેરા ચોર. હરી મારા હૈયા કેરા હાર છે, ભવો ભવ માગીઓરે, એતો મારા કાળજડાની કોર, રાજુલ રૂડી૦ ૪ વાધે વિધ લોભવુંરે, સુખ સાંભળીઆ વરની સાથ, આજ ઊંડળમાં આવ્યું આભલું ચુંટયો ચાંદલોરે મુજને મળીઆ નેમીનાથ. રાજુલ રુડી૦ ૫ સુવાદે સાસુડીરે, સસરા સમુદ્ર વીજય છે શુર જેઠ મળ્યા જદુચંદ શ્રી કૃષ્ણજી, આશા પુરી પડીરે આજ મારે સોનાને સુરઃ રાજુલ રૂડી૦ ૬ હરજી હીરલોરે. સુવરણી હરી વદની હું હેમ; પાનુ પ્રેમતણું મધે ધરયું નાણુદીનો વીર લો ગળીયું જોડું જોઇએ જેમ; રાજુલ રૂડી૦ ૭ પરણા પાતળોરે હરિ ચંપો હું નાગરવેલ; એ ઘનશ્યામ હું વીમળા વીજળી, મન માન્યો મળ્યોરે, એ પય સાકર હું પીંગળેલ. રાજુલ. ૮ ન્યુન હવે નથીરે આનંદ ઉભરાયો ભરપૂર. રંગની વહી સરીતા રેલતી, કવી શું કે કથીરે; પ્રત્યા માહાત્મ્ય દુખડાં દુર; રાજુલ રૂડી૦ ૯

દોહરો

રાજુલ રદય અધીર છે, વીવીધ વીચારે એમ;
પિયુને લખવા માંડીયો પ્યાર ધરીને પત્ર

॥ ઢાળ ॥ ઓ અલબેલા રાજ આવજો; શ્રી દ્વારામતીરે પાવન પરમ સુખદ શુભસ્થાન, આશાભરી

અબળાની આસરી, નેમ નગીનજીરે, શીરોમણ સ્વામી સુગુણ નીધાન. ઓ અલબેલા૦ ૧ લખીતંગ કીકરીરે, મરાજુરજ રાજુલ તણા પ્રણામ; શેવા માંગે સખળ સ્વી કરશો. લખે હરખે ભરીરે; જીવે જપી તમારુ નામ. ઓ અલબેલા૦ ૨ કુશળચ્છુ કંથજીરે. આપ કૃપાનો અતી આધારે; રાચુ રદયમાં છબી રાખીને. આપ સમંધથીરે. વાધ્યું સુખડુ અપરંપાર; ઓ અલબેલા. ૩ મનમાં માહરારે માન પીતા ઝાઝુ મકલાય; જે માત્ર જાણી જદુકુલ દીપને. ગુણ તમાહરારે; ગરવા નિશદીન ઘરમાં ગાય, ઓ અલબેલા૦ ૪ કીરતી સાંભળીરે, સંબીત થયું છે મારૂ ચીત; અધીરૂ ઉર ન જંપે જીવડો; દાહાડા દોહલેરે કાડુ જળચર જળની પ્રીત, ઓ અલબેલા૦ ૫ મનડુ માહરૂરે, મળવા આતુર રેહે અપાર; સ્વામી પેખુ હું સ્વપના વીશે, મનસુખા ઘણારે, ઉપજે વાલમ વારંવાર, ઓ અલબેલા૦ ૬ વઈભવ વાલશુંરે ભોગવવાની ભારે આશ; લાડી શલાલ તણા ઉછ ગમાં, મોજો માલશુંરે; રહોને પાતળીઆની પાસ, ઓ અલબેલા૦ ૭ સુખના સાગરારે, અરજી દાસીની ધરી ઉર; વેગે જાન લઈને આવજો, ઓ નટ નાગરારે, માહાસુખ ધો દુખ કાડી દુર, ઓ અલબેલા૦ ૮.

કુંડળીઓ.

પત્ર લખીને આપીઓ, કીકરી કર મોઝાર;

રનેહે સુંપજો શ્યામને ઝાઝા કહી જુહાર
ઝાઝા કહી જુહાર, રંક રાજુલના નામે;
તેને મોકલી આજ વેદના મારી વામે.
જવાબ ઝટપટ લાવજો પ્રીત ધરે કેવી પીયો;
કેજો નીરખી નજરથી પત્ર લખીને આપીઓ. ૧

દોહરો.

દોટ કરી દાસી ગઇ, નેમનગીનની પાસ;
પત્ર હતો તે આપીયો. ઉરમાં ધરી હુલાસ.
વાંચી પત્ર રાજુલ તણો, નેમ કરી વીચાર;
જવાબ ઝટપટ આપવા લખવા માંડ્યું સાર.

॥ ઢાળ. ॥ પરનારીની પ્રીત, ભવો ભવ છંડીએ લલનાં સવસ્તી શુભ સંસ્થાન કુંવારૂ અંત્યે પુરતો લલનાં। વસે ત્યાં રાજુલ નાર, આશા એને ઉરતો લલનાં. ૧ લખે છે નેમનગીન, પત્ર વાંચી તમ તણો લલનાં તેમાં તમેતો લખેલ, ગરવ નારીરે ઘણો લલનાં. ૨ તેવું તે લખવું આજ, તમારે ઘટે નહિ લલનાં; લખ્યું હશે જે લીલાટ તેતો મઉ થશે સહી લલનાં ૩ પાણીજ પેલાં પીંજાર, કદી ન ઉતારીએ લલનાં: પરણ્યાજ પેહેલો વિલાસ, નારી નવ ધારીએ લલનાં ૪ વિચારશુ વરથારે જાય, પાછું પેસે મુખમાં લલનાં તેથી તે છંડી નાર. રહો રૂડા સુખમાં લલનાં ૫ આડી હોય જો રાત, વાતો તે ન કીજીએ લલનાં; એક અરીહંત દેવ, તેનું નામ

બોલીએ લલનાં. ૬ વીશ વીશ પાળો ધર્મ, કરમ બંધ છોડવો લલનાં; પડે જો સંકટ તોય, ટેક નવ તોડવો લલનાં. ૭ સુક્ષમ બાદર જીવ, ચાર્ણો તેને બાળવી લલનાં; દયા દીલમાં અથાગ, પ્રીત રાખો પાળવી લલનાં. ૮ એછે સરવમાં સાર, દોસ્તી એની દાખવો લલનાં; મુકી ધો મનનો મોહ, ઝાઝો નવ રાખવો લલનાં. ૯ ફીકર ન કરશો ફોક, વરષે વેહેલા આવશું લલનાં; કેછે નેમનગીન, જાન રુડી લાવશું લલનાં. ૧૦

દુહા.

નેમે લખીને આપીઓ, જુગતે કરી જવાબ;
શામા પટ લેઈ સંચરી, એકજી આપો આપ. ૧
જઈને ઝટપટ તે મુકીયો, રાજુલ કેરે હાથ,
હુંશી લેઈને વાંચીયો, કાગળ રૂડીયા સાથ. ૨
વળતી વાંચી જોઈને, સમજી સરવે મન;
દાસીને રેહે કપડે, કીધાં શાંત વચન. ૩
દાસી કેહે નથી ખોલીઆ નકી છે એ સરત;
વાંચીને લખી આપીયો કાગળ મુજને તરત. ૪
રાજુલ વાટ રહી જુવે, કયારે આવે જાન;
નેમ નેમ મુખથી જપે અવર મળે નહી બાન.

દોહરો.

રાજુલ રાહા ખડી જુવે, પરહરી પાણી અહાર;
બાપ તઈયારી જાનની, કરે મંડપને દ્વાર. ૧

॥ ઢાળ ॥ રાતો ઘોડો રેશ્મ પાખરીઓ, ચેત ધર્યા સાણગાર જોને. એ દેશી ફાભાવી દીધાં છે સર્વે રંગીત રૂડાં ધામ જોને. ઉડાણ જેવા ચળકે હીરા, મીનાકારી કામ જોને. ૧ માંડવડાની રચના કેતાં પામું નહી હું પાર જોને, ઇંદ્રાસનથી અદકી શોભા, બની કૃશ્ને દ્વાર જોને. ૨ નીત્યે નવલા નવલી તેમાં, નાટા રંગો થાય જોને. આંગણ આગળ બેસી પુરની, નારીઓ નકતમ ગાય જોને. ૩ દેશ દશના આવી પોકયા, જોને જત્રા રાજા જોને; સેના પતી આવ્યા છે સથે, મોટી જેની માઝા જોને. ૪ સગાને સંબંધી સઉકો શોભીત અલંકારે આવ્યા જોને; એક એકને આદર આપે, કૃશ્નજીને મન ભાવ્યા જોને: ૫ ઝાઝા માને જમવા સઉને, બળદેવજી બોલાવે જોને; તે દેખીને સેહેરના શાજન, રૂદીએ રાજી થાવે જોને. ૬ નર નારીતો સરખે સરખાં, મળી કરે વાતો જોને; જરૂર જઇશું જાને સરવે, મુકવી નથી આતો જોને ૭ કોઇ કહેછે બગીએ બેશી આપણ જઇશું જોડે જોને; કોઈ કહે છે રથમાં આપણ ગાણાં ગાશું કોડે જોને. ૮ કોઈક વહુરો મરીઆદામાં, કેછે કંથને છાને જોને; રજા આપો રાજી થઇને મ્હારે જાવું જાને જોને. ૯ કોઇક સરખા સોબીલા તે, વદે વડી વાણ જોને; કોઈ કહેછે વરઘોડામાં, જોજો મારી બાણ જોને. ૧૦ કોઈ કહેછે આરઠ જોડી સઉની આગળ જઇશું જોને;

કોઇ કહેછે વેહેવ ખેશી, પરથમ ધોતો પઇશું જોને૦ ૧૧

દોહરા.

સામાન સજે સઉ સ્નેહથી, જઇ પોતાને ઘેર;
રાજી થઇ રહીઆ વિશે, નર નારી તે પેર. ૧
કુટુંબ કબીલા સહીતને, જમાડી આપે માન;
સાદ પડાવ્યો શેહેરમાં, સૌ ને જોડવા જાન. ૨
પીઠી ચોળી નેમને, અતી સુગંધીદાર
નાપીકે નવરાવયા, હેમ કળસ લઇ સાર ૩
શણગારીને નેમને, કરે હવે તઇયાર;
વીર કહું છે કોડથી, તેનો કહું વિસ્તાર ૪

॥ ઢાળ ॥ મામેરાની દેશી જાદવ વરઘોડે ચડે આંકણી૦ અંગે આભુશણો અતી ઓપતાં, પેરી નેમ નગીનજી નાથ જા૦ ૧ કડાં પુંચી બાજુબંધ બાધીઆં, સોના સાંકળા શોભાવી હાથ જા૦ ૨ દશે આંગળીએ વેઢને વીંટીઓ, બારે નંગની પેરી જડીત. જા૦ ૩ કોટે મોતી માળાઓ મહા મુલની, પેરી પુરી ધરીને પ્રીત. જા૦ ૪ કાને નવ લખી કુંડળ શોભતાં ઉપર વાળીએ ઘાલીને વેળ. જા૦ ૫ માથે મુગટ તે બંધ રૂડું મોળીયું મુકી, હીરા માણેકનું જડેલ જા૦ ૬ મોતી તોરા લટકે એ મોળમાં ઉપર શોભે કલંગી સાર જા૦ ૭ અંગે જરકશી જામો પેરીયો તેના તેજ તણો નહી પાર. જા૦ ૮ કમળા કુમકુમ ટીકર લેઇને, કર્યુ તિલક નેમને

ભાલ. જો૦ ૯ વળી અંજન કરયુ કાજળ આંખમાં, તેને ટપકું કરયુ એક ગાલ. જો૦ ૧૦ માથે ખુંપ નાખ્યો મોતી માળનો, કેડે ઘાલીજ હેમ કટાર. જો૦ ૧૧ પગે પેરી મોજડીઓ મોતી ભરી, ખભે શોભે શેલું મુલહાર. ૧૨ કરમાં શ્રીફળ ફોફળ બીડલાં, ભરી પસલી માંહિ મોહોર. જો૦ ૧૩ ચઢતા ઘોડે દુંદભી ડંકા વાગીઆ, ખોજ વાજાં વાજે ઘણે ઘોર. જો૦ ૧૪ રૂક્ષમણી સહી રામણ દીવડો માથે મુક્યો મોતી બંધ મોડ. જો૦ ૧૫

॥ ઢાળ ॥ રાગ ઉપર પ્રમાણે. શોભા શી કહું તેહની. આંકણી. ગાવા મળી ગઉરડીઓ સઉ ગામની. સજી સોળ અંગે શણગાર; શોભા શી કહું તેહની, ખત્રી શાસ્ત્ર ગોપીઓ મહી કમની, તેતો એક એકથી બની સાર. શો૦ ૧ કઈ કે મોતી પરોવ્યાં વાળ વાળમાં, તેમાં સીંથ ભરેલ સિંદુર. શો૦ સઉને પગે કલ્લાને કાંબી ઘુઘરા; કઈકે પેરીઆ ફુલ નેપુર. શો૦ ૨ હાથે ચંદન ચુડાને રૂડી ચુડીઓ; તેમાં ગુજરીઓ તે વંશાળ. શો૦ કાને લટકે ઘુલર ઝાલ લોળીઆં, વળી પેરી દામણીઓ કપાળ શો૦ ૩ તેમા ચાંદણ ચોડ્યા કેઠે માંદલા, કેડે ટોલડીઓ કરી આડ. શો૦ કઈને નાકે કાંટાને કઈને વાળીઓ, એક ફરતી મોતી તણી વાડ્ય. શો૦ ૪ સઉની કોટે કાળીગાંઠી પાટીઆં, ઉપર ઝુમણુ હેમનો હાર, શો૦ અંચળ વસ્ત્ર પેહેરયાં અની ઓપતાં, કઈને સાળુડે ક

સખની કોર શો૦ ૫ કઇકે શોળાં પેહેરયાં ને કઇકે સાડીઓ કઇકે ચુંદડીઓને ચીર. શો૦ કઇંકે ઘરચોળાં બાંટ ઘાણાં પેહેરીઆં, વાંકા અંબોડા વળીને શીર. શો૦ ૬ ઘુઘરપટ પેહેરયા કઇકે ઘાઘરા, તેની ઘુઘરીઓ ઘમઘમ થાય, શો૦ એવી રીતે અલંકાર અતી સજી, સરવે નારીઓ નેમને ગાય. શો૦ ૭ છપન કોટી કુંવરો જાદવ તણા, સાથ થયા ઘોડે અસ્વાર. શો૦ બીજા બન્યા વના તુંતરમાં પછી તે પણ તેવા સજી શણગાર. શો૦ ૮ કડાં કંદોરા વેઢને વીંટીઓ, તેમાં નંગનું તેજ અથાગ. શો૦ સાલ દુસાલા શોલાં ખભે ભલા. વળી માથે મુગટ બંધ પાગ. શો૦ ૯ ખામી નહો પોશાગ શણગારમાં જાણે મળયા દેશાવરી ભુપ. શો૦ વના વાંકડા અને દીસે ફાંકડા, એક એકથી અદકે તે રૂપ શો૦ ૧૦ કઇક બગીએ બેઠાને કઇક ચારકે કંઇક વેહુલે બેઠા ધરી વાહાલ શો૦ કાંઇક મેને બેઠા મુકી જાળીઆં કાંઇક છોરૂં બેઠા સુખપાલ. શો૦ ૧૧ કાંઇક પેહેરી ઓઢીને બેઠી નારીઓ ગાવા રથમાં તે રૂડો રંગ. શો૦ કાંઇક બેઠી સઇયરો સુઘરામમાં છોરૂં ધાવતાં લેઇને સંગ શો૦ ૧૨ કાંઇક હુંસે બેઠા સાજન હાથીએ, ઉપર સોનેરી સજીને સાજ શો૦ આગળ હસ્તી ઉપર નોબત ગડગડે, એનો આનંદ થાય અવાજ. શો૦ ૧૩ બીજા ડંકા દીસે ઊંટ ઘોડલે, આગળ પચરંગી ફરકે નીશાન. શો૦ હય હાથી બળદ બહુ

શણગારીગા, ઉપર નાખો ઝુમા જરીઆન. શે૦ ૧૪ છજો લાખ શોધાયે વાજતાં વાગતાં રે તેથી ગજી રહ્યું બધું ગામ શે૦ નરનારી સજ્જન સઉ શેહેરનાં. જોવા જાળી મુકી પોતેં કામ. શે૦ ૧૫ ઇંદ્ર આવ્યા જોવા ઇંદ્રાપુરથી લેઇ ઇંદ્રાણીઓને સાથ શે૦ દેવ આવ્યા વઇમાન બેસી વડા, જોવા વરઘોડે નેમી નાથ શે૦ ૧૬ આથી અદકો તે ઠાઠ જામ્યો આંગણે; કહેતાં કહી ન શકાય ભરપુર. શે૦ હવે આગતો થયો વરઘોડલો, નેમનાથ તણો જરૂર શે૦ ૧૭

દ્ધ ।

વરઘોડો સઉ દેખીને, રાજી રુદીયે થાય, વેગે વધાવી નેમને ગુણ તે ભરતા જાય ૧ કોઇ કહે ધન નેમજી, પરણે રાજુલ નાર; કોઈ કહે રાજુલ ધન, પામી નેમ ભરથાર ૨ અન્યો અન્ય એમ નેમના, કરે કઇક વખાણ કઇક વખાણે નારને, રાજે મતી પરમાણ. ૩ પરણ્યા બીન પાછી જશે, તોરણથી તતખેવ; નેમ તજે રાજે મતી ગગન કહેછે દેવ. ૪ વરઘોડો રઉડે ગયો, વડેરી ફરવા વાટ પીઠી ભરી રાજે મતી ધડેછે કેવા ઘાટ ૫ અષ્ટ સઇયર બોલાવીને કેશ તેને સંગ; માન્ય શુકન થાય મુજને જમણું ફરકે અંગ ૬ માડ સઇઅર દોડતા ઝટપટ તું જઇ આવ; સમાચાર સુભ શ્યામના, વેગે વેહેરી લાવય ૭ શાગ તે સાગી મળી, વરઘોડાને જરૂર;

અથ ઈતીથી જોઈને આનંદ પામી ઉર. ૮ દેખીને ગઈ દોડતી, રાજુલ કેરી પાસ, વરઘોડો વર રાયનો, આવે આપ અવાસ. ૯ શોભા શી હું વરણવું, જખરી જાદવ જાન; અંશ કહું એમાં થકી, કુંવરી ધરને કાન. ૧૦

॥ ઢાળ ॥ ધોળ વરઘોડામાં આગળ હસ્તી ઓળંગે, વરઘોડામાં ગદઝરંતા મસ્ત હોસેરે; વરઘોડામાં કચ્છી મુલતાની ઘોડારે, વરઘોડામાં સોરઠીઆ શુભ જોડારે. ૧ વરઘોડામાં વિધ વિધ વાજાં વાગેરે, વરઘોડામાં ગાયછે રુડે રાગેરે. ૨ વરઘોડામાં બગીયો તે શસ્ત્ર બે મારરે, વરઘોડામાં પાલખીનો નહિ પારરે. ૪ વરઘોડામાં રથ ને બાડાકે ઘણું રે, વરઘોડામાં મેના તાણો નહિ મણારે. ૫ વરઘોડામાં વ્હેલો અને ઘોડા ગાડીરે, વરઘોડામાં મારે મારહો અગાડીરે. ૬ વરઘોડામાં ધજા પતાકા બહુ ડંકારે, વરઘોડામાં વનાદિસે વળી વંકારે. ૭ વરઘોડામાં જાનૈયા જાદવ ઝાઝારે, વરઘોડામાં દેશો તે દેશના રાજારે. ૮ વરઘોડામાં આભણુ ઓપે અનુપરે, વરઘોડામાં એક એકથી અતિ રૂપરે. ૯ વરઘોડામાં જાનડીયો ગાય ઝાઝીરે, વરઘોડામાં રૂપે રૂડીને તે તાજીરે ૧૦ વરઘોડામાં જાચકો જે જે ઉચારેરે, વરઘોડામાં શુભદ્રા લુણ ઉતારેરે. ૧૧ વરઘોડામાં અવલ દીપે વરરાયરે, વરઘોડાંને ઉપમા શેની અપાયરે. ૧૨

દુહા.

વરઘોડો વરણાવતાં, પામું નહિ હું પાર; સંક્ષેપે

સમજો તમે, એની અતિ વિસ્તાર, ૧ રૂપ તે સુણતાં રાજુલ કહે સાંભળ મહારી બેન; જઈને જોઈએ માળીએ, વરઘોડાનાં પેર. ૨ એટલે સહુ સાઈયર મળી ગઈ માળીએ સાથ. વીર કહે છે કોડથી, નિહાળવા નેમીનાથ.

॥ ઢાળ. ॥ પર નારીની પ્રીત ભવો ભવ છંડીએ લલનાં એ દેશી. જુવેછે જાનની વાટ રાજુલ બેઠી માળીએ લલનાં; સાહેલીઓ સહુ સાથ, ચઢી છે અટારીએ લલનાં. ૧ એમ વડેરીરે એક બોલે, રાજુ મુખડે લલનાં; ઓ આવી અલબેલાની જાન જોને સાઈયર હું કહે લલનાં. ૨ ગાજી રહ્યું બધું ગામ, વાજા કેરા ઘોરમાં લલના; ઓ ફરકે જરીનાં નીશાન, પવન કેરા જોરમાં લલના. ૩ ઓ ઝળકે સાજન તણે શીર, મુગટ બંધ મોળીઆં લલનાં; તે પણ તાજાં તમામ દીસે રંગ ચોળીઆં લલનાં. ૪ ઝગકે છે સોનેરા સિંગ, રથે ઘોરી જોડલા લલનાં; કંઈક જાદવ તણા તન, કુદાવે કોડે ઘોડલા લલનાં. ૫ ઓ આવે અશ્વ અનેક, બીજાં વાહનો બહુ લલનાં; ઉપર અનામી અસ્વાર, શોભા તેની શી કહુ લલનાં. ૬ જોને રસીલ ઓ બેન, વચ્ચે વરરાય છે લલનાં; તારા મધ્યે જેમ ચંદ્ર, તેવા તે દેખાય છે લલનાં. ૭

દુહા.

જાન આવી તે જાણીને, ઉગરસેન મહારાજ; સા

કર સસી નેજ મોકલ્યું, જાનઈયાની કાજ. ૧ વળતી વાજતે ગાજતે સમઈયામાં જઈ, આવે ભેટયા કૃશ્નને, ઉગરસેન તે ધાઈ. ૨ કર જોડો સઉને કરયા પ્રેમે કરી પ્રણામ; વરઘોડો લઈ રાયજી. ગયા પોતોકે ધામ ૩ સોના મહેલ સોહામણા, હીરા રત્ન જડીત. સંપેયા તે જઈ જાનને, જાનીવાસ ખચીત. ૪ ઉગરસેન તે સરવને, દઈને આગ્રાં માન. ભોજન પીરસી ભાવતાં. જમાડી જુગતે જાન ૫ તે વેળાએ વળી આપોયું ના વાણ માટે નીર. પીઠી ચોળી નેમને સુધારયુ ત્યાં હે સરીર. ૬ સાણગારી આભ્રણે, વરને કરયા તઈયાર: ધામ ધુમ ધમકી રહી, તેનો કહું શો પાર. ૭ વોધ વીધ વાજાં વાગતાં, નાટારંગ બહુ થાય હસ્તીપર બેસી હવે, નેમ તોરણે જાય. ૮

ઢાળ.

॥ ઢાળ. ॥ નેમ નગીન ગયા તોરણે, રાય ઉગરશેન દ્વાર: વાજાં વીધ વીધ વાગીયા, ત્યાં થઈ રહ્યો જેઈકાર; ધુશળ મુશળ ત્રાક શરીયો, ઈંડી પીંડી સાર; પુંખવા આવી સાસુડી, ધરી હઈએ હરષ અપાર; પ્રોહીત કર ઝારી ધરી, તેમાં તે નીરમળ નીર; ઝટપટ જુવતી આવીયાં, અતિ નેહનું ઉર અધીર એવે કઉતક નીપજ્યું તે પડ્યુ નેમને દ્રષ્ટ; પશુ પંખી પુરાં પાંજરે, તે કાપાએ વેઠે કષ્ટ; પોતાની વાણી વડે પશુ કરે અતી કલપાંત

આ માણસનો મેળાવડો, નકી આણશો આપણો અંત; પ્રસુતા પક્ષીણી એક સરખે અતી કરે આક્રંદ; વાંજેગની જખમાં તણો, જુરે વિવાણી વૃંદ; અરે બાળા માહરા મળશે કોએ ભવ માત; આ ઉગ્રશેનને આંગણે હવણાં થશે મુજ ઘાત. અન્યો અન્ય એમ ઉચરે, કરતાં પશુ ઉર કલેશ, બહુ નાદ બંદીકના પડે, ત્યાં કૂકડે પક્ષી અશેષ; નેમને કાને ગયો, પક્ષી તણો કલ્પાંત સારથીને તે પળે પુછયું પછી ભગવાંન; કે સારથી સ્વામી સુણો, પશુડાં કરે પોકાર. પકડી પુરયાં છે પાંજરે, કરવાને કાલે અહાર; અત્યારે રાજુલ પરણશો, પશુ પ્રાણ જશે પરભાત નો તરે ગોરવ મ સનો તે જમસે જાદવ જાત: નેમ કેહે એક નારથી, શિર લેવું પાપ અપાર; સ્વારથ સુળી અન્યનેરે, બળયો આ સંસાર; એમ કહીને હાંકીઓ ગુસ્સે ભરયો ગજ ઘેર; જાણ થઇ જન સરવને, પણ કોઇ ન જાણે પેર; વર રીસાઓ વાત એ, પડી રાજુલ કેરે કાન મુરછા ખઇ ધરણી ઢળી, વળી ગઇ શુધને સાન; સુખથી દુખ છે સો ઘણુ પિડા તણો નહી પાર; રાજુલ કેરી બાવડી, કરે હઇયે કલેશ અપાર.

॥ ઢળ ॥ વીર કહે ગઉતમ શુણો એ દેશી.

ભંગાણ પડ્યુ ભારે જાનમાં, જતી વર રીસાઇરે માંડવે નહી કોઇ માનવી, પાછળ પોકયું સઉ ધાઇરે, ભંગાણ પડ્યુ ભારે જાનમાં. આંકણી. ૧ વાજાં તે બંધ કરયાં

વાગતાં, ગાતા બંધ કરી ગીતરે: વારવા વર નરનારી બધાનરે. બંગાળુ૦ ૨ ફરી ઉભો રાખ્યો કૃષ્ણે, રોકી આગળ વાટરે: પુછે એ નેમજી પાતળા નહિ આપ એ ઘાટરે બંગાળુ૦ ૩ જેવા તેવા નહીં આપણે, નહી રાંક રઈયતરે વિચારો મન વિરલા કેમ ગુમ થઈ ગતરે. બંગાળુ૦ ૪ બળદેવ કે બંધવ નેમજી, નારી એ ન મુકાયરે, ભોગવે બીજો ભાગની; તે કેમ અમથી ન્હમાયરે. બંગાળુ૦ ૫ કુંવારે નહિ દાવો કોઇનો પરણે પુરી હકરે; માટે કહ્યું માની માહરૂં ઝાઝી મુકી દો ઝકરે. બંગાળુ૦ ૬ નેમજી શું નાઠા નારથી, બળીઆ થઈને વીરરે; મશ્કરીઓ કરશે માનવી નીરખી તમારૂં નીરરે. બંગાળુ૦ ૭ કમળા કહે કરજોડીને, માનો નેગ દીયરરે પરણીને પરહરો પ્રેમદા, પછી રહેશે પીયરરે. બંગાળુ૦ ૮ હસ્તો હાંકો તન માંડવે, કહે માતાજી મુખરે; પાછો વળેથી માહરી, લાલા લાજે કુખરે. બંગાળુ૦ ૯ માહરે છો મડા જોરમાં, કાયર નહી આપુ કુળરે; જાહેરછો જદુ જગતમાં, સાહરને નહી સુળરે. બંગાળુ૦ ૧૦ ચિંતા તજી પુત્ર ચીતની, પરણો રાખીને પ્યારરે; મુકાય નહી એ માનુની, કહે માત તે વારરે; બંગાળુ૦ ૧૧ કંઈક જાદવ આવી કરગરે, માનો નેમ કુમારરે, જક તો ઝાઝી સારી નહી, વદે એમ અપારરે. બંગાળુ૦ ૧૨ નેમજીએ તોય નવ ધરયું કહેણ કોઈનું કાનરે; અંતે ઉગરચંદ

આવીઆ મુકી મનાવા માનરે. મંગળ૦ ૧૩ ગોળા ધોળા આગળ પાથરે, આનંદ થઇ ઉદાશરે; પાછા વળો ને પરણુલા, અતી મુજને આશરે. મંગળ૦ ૧૪

॥ ઢાળ ॥ તપ સરીખો જગમાં કો નહિરે. નેમ કહે નવી પરણવુંરે સજન જાણો જરૂર. હો ભવીઆન૦ આજ નવીન દેખી મુજનેરે, અંદેશો પડીઓ ઉર હો ભવીઆન૦ નેમ કહે નવી પરણુવુરે. આંકણી. ૧ તરત આવતાં તોરણેરે. પશુડાંએ કરયો પોકાર હો ભવીઆન૦ તેરે સુણીને મુજ તનમાંરે, ખાસે લાગ્યો સંસાર. હો ભવીઆન૦ એક તે કામા કારણેરે, એ અનંત જીવની હાણ હો ભવીઆન૦ તેથી સુણીને ત્રીજ મનેરે, થરથર થરકે છે પ્રાણ હો ભવીઆન ને૦ ૩ ધીખ ધીખ તેથી પરણુવુંરે, ધીખ પડયો અવતાર હો૦ ધીક પડ્યુ માન તાનનેરે, ધિક પડ્યો સંસાર. હો ભવીઆન ને૦ ૪ જુઠી માયા જાળ મોહનીરે, જુઠો સગાંનો સાથ. હો ભવીઆન ને૦ જુઠું જગત જાણો કારમુંરે, જેમ ધુમરમાં બાથ. હો ભવીઆન ને૦ ૫ તુચ્છ જાણી મેં તમામનેરે, ટકથી કીધાં ત્યાગ. હો ભવીઆન ને૦ સંસાર સ્વપનું જાણીનેરે, વાલો કરયો વૈરાગ હો ભવીઆન ને૦ ૬ મનુષ્ય દેહ મહા મોંઘી મળીરે તેને ના ગાળુ વ્યર્થ હો ભવીઆન૦ જેને કારણ હું આવીયોરે, તેનો સાધવો અર્થ. હો ભવીઆન ને૦ ૭ મારગ મુકીને માહરોરે, સમજી મનમાં

સાર હો ભવીઆન૦ અધિકમાંથી ઓછું કહુંરે, નક્કી ના પરણુ નાર. હે ભવીઆન ને૦ ૮ ત્રીજ અને ત્યાં છોડ વીનેરે, મુકાવ્યાં વન મોઝાર. હો ભવીઆન૦ પાગતો પાછા પંથ નેમજીરે, હસ્તી હંકાવી તે ઠાર. હો ભવી આન. ને૦ ૯

ઢાળ.

જાન બધી ઝાંખી પડી, ઝાંખા થઈ સઉ જન; પાછા તે પણ પરવરયા. આપ આપ ભોવન. ૧ હુંહાકાર વરતઈ રહ્યો, ઉગરસેન અવાસ; પીઠી ભરી રહી પ્રેમદા. તેથી પડીયો ત્રાસ. ૨ જાણ થતાં રાજે મતી. અતિ કરે ઉતપાત; નેમ નક્કી પાછા ગયા, તેવી સુણતી વાત. ૩ રાજુલ કે રૂદીયા વિશે, જાય હસ્તથી રત્ન; માટે રોકી મારશે, કરૂં વળી પ્રયત્ન. ૪ લજ્યા મુકી લોકની. નિકળી ઘરની બહાર; સાદ કરંતી સંચરી. પીઉની પાછળ નાર ૫

॥ ઢાળ. ॥ આવોને મંદીર માહરે, હો લાલ, એ દેશી. હલકો હાંકોને સ્વાંમી હાથીઓ હો લાલ, હું આવુંતમારી પાસરે નગીના નેમ. ત્યારે તમે ત્યાંથી ચાલજો હો લાલ. મુજને મળવા તણી ઘણી આશરે નગીના નેમ, હલકો હાંકોને સ્વામી હાથીયો હો લાલ. આંકણી૦ ૧ ભેળા થઈ મને ભુધરા હો લાલ, વળતો વનમાં જાવરે. ન૦ ને૦ તોરણથી શું પાછા વળ્યા હો લાલ, ભંગ કરીને ભાવરે ન૦ હ૦ ૨ દયા જાણી ત્રી-

જંગનિ હો લાલ, તેવી જાણી મુજ નાથરે ન૦ નેo આશા પુરણ પાડો આ સમે હો લ લ. હુંશે ગ્રહી મારો હાથરે. ન૦ હ૦ ૩ દયાળ થઈને દીલમાં હો લાલ, દુર કરો મારૂં દુખરે. ન૦ હુંશ ઘણી છે હઈયા વિશે હો લાલ, તમસુ ભોગવવા સુખરે. ન૦ હ૦ ૪ પાકી મતુરા ત્યા ચોપથી હો લાલ, કરંતી અતી ઉચાટરે ન૦ આગળ આવી ઉભી રહી હો લાલ, રોકી રહ્યાં લાને વાટરે. ન૦ હ૦ ૫ કરા કને કોડે કરગરે હો લાલ જોવંતા જોડીને હાથરે. ન૦ અપરાધ શો અબળા તણો હો લાલ, નહી કહો તમે નાથરે ન૦ હ૦ ૬ કહ્યું માન્યું નહી કોઈનું હો લાલ, જ્યારે તમે જદુરાયરે. ન૦ ત્યારે પડ્યું તરત આવવું હો લાલ. પોતે ચાલીને પાયરે ન૦ હ૦ ૭ રાખો ને રાજવી માહરો હો લાલ, આવ્યા તણો અતબારરે, ન૦ ને ઘણી થઈ વાતો ગામમાં હો લાલ કહું શું વારંવારરે. ન૦ હ૦ ૮ પરણીને પેઉ પાછા વળી હો લાલ, અંદેશા તજી ઉરરે. ન૦ હશીને હા કોને મુખડે હો લાલ, જક જવા દઈ જરૂરરે ન૦ હ૦ ૯ નોકે તે નહીં થાય છુટકો હો લાલ, કામા કહે આજ કંથરે. ન૦ રાજુ કરો તો જાદવા હો લાલ, આપુ નહી જાવા પંથરે. ન૦ હ૦ ૧૦

દુહા.

નેમ કહેછે નારને, તુજને કરી મેં ત્યાગ; જરૂર

॥ ઢાળ. ॥ છબીલા ન દીજે છેહ, હું તો તમારી છબીલા. ટેક. ભોલી ભામની શુધ અંતરથી જપતી તમારૂં નામ; તેને દગો દેઈ દુર જવામાં એબ આતી છે શ્યામ. તરૂણી હું તો૦ વાંક વીના વનીતાને વાલા, તજો ઘટે નહીં તેમ પરણ્યા પહેલા શા ગુણ પરખ્યા; આવ્યા રાંસઈ એમ તરૂણી૦ મુકી જવાને માટે સ્વામી સુવારો દઈ વીશ. જીવતર મારૂં જોખમકારી, મેણાં મારે મરીશ. તરૂણી૦ અવર પુરૂષ તો ભ્રાતને તાતા, માને નહીં મુજ મન; આશા અવર ઉર માનવ રાખુ તમ શરણે મુજ તન. તરૂણી૦ મુસ્તક કાપી મારૂં પધ.રો. રોકીશ નહુ જ લગાર; દેખવું નહી ને દાઝવું ન મળે, આપ પીડાનો પાર. તરૂણી૦

॥ ઢાળ. ॥ નારીને નીરાશ કરીને નાથજી જાશો તમે બહુ પાપ તેનું થાસે, વીચારજોરે આ સમે. વાલુજ નોતુ વાલમા તો આશા શીદ આપી મને નાસવું હવે ના કહીએ શરમ લેશ નથી તમને. કુવામાં ઉતારી વાલા. વરત કાપો છો તમે, વીશ્વાસઘાતનું પાપ તમને વર્ણનાં શુ નથી વેએ; વીજાતી સુણી વીનતા તણી, વેગે કરી પાછા ફરો; નીસવાસ આ નારી તણો તે દયા ધારી દીલ ધરો;

દોહરો.

કહી કહી થાકી કામની, ધર્યું ન નેમે કાન;
નહી ફરૂં પાછા અમે, માનની તું તો માન;

છપ્પો.

એમ કહી નારને નેમજી પછી સીધાવ્યા;
રાજા રુઢ થઇ ઘેર, અતી આનંદે આવ્યા;
વેસ્યું વરસીદાન માન જાચકને આપી.
ભાગી રાઉની ભુખ લીધી આશીશ તથાપી;
મુખ માગ્યું આપે અતી નેમ ન ચોરે મન રતી;
ત્યાગ કરણ સંસાર, સાર સીકલ ખોલ્યો મતી;

ઢાળ.

મને મારીને રથડા જોડરે બાળા રાજારે" એ રાગ.

મેં પુરવે તે પાપ શાં કીધાં મેલી મારે કંથેરે,
મે સાધુને મેણાં દીધાં; પરવરીઆ પંથેરે. ૧
મેં જુઠા તે આળ ચડાવ્યા, મેલી મારે કંથેરે;
માલ લુટી મારગમાં પડાવ્યા પરવરીયા પથેર. ૨
કર્યા હશે મેં વીશ્વાસઘાતરે, મેલી મારે કંથેરે;
ગરભ પુરવે કીધાં હશે પાત, પરવરીઆ પંથેરે. ૩
હશે દંપતીની એકાંત તોડી. મેલી મારે કંથેરે;
ભાગી હશે વર કન્યાની જોડી; પરવરીઆ પંથેરે. ૪
ભાગી સરવરીયાની પાળરે. મેલી મારે કંથેરે;
મે તો ધાવતાં વછોડ્યાં બાળ, પરવરીયા પંથેરે. ૫
મેં તો ગોચર એડચાને નાર લુટી, મેલી મારે કંથેરે.
કીધી સારસની જોડી વીખુટી, પરવરીયા પંથેરે ૬
નડી કીયા જન્મની કરણી મેલી મારે કંથેરે,

આશા આપી પ્યારાએ ન પરણી, પરવરીયા પધરે ૭

॥ ઢાળ ॥ મને વાલાં લાગેછે વેરી, મને યોગમ કીધી ઘેરીરે, ગળથુથી ન આપી ઝેરી, મા બાપાં ઉછેરી શું મોટી કરીરે. ૧ મેલી અધવચમાં અથડાતી, આવી તોરણ ચાલ્યા હીમાયતીરે; નથી બમીર એ પીડ ખમાતી, પીયુજી પ્યારીને જાએ શું પરહરીરે. ૨ અંતરનો તે પડદો ક્યાં ખોલુંરે, વાત વાલ્હા તણી ક્યાં બોલુંરે, રોતી મેતી તે આંખો ચોળું નગીના નેમ હુંતો છું તમાહરીરે ૩ જ્યમ ધુડને કાગડે ઘેરુરે, જ્યમ વળગ્યુ કુવડને ડેરુરે માર એવો; દુખ મેરુ દયા નહી છાતી કઠોર તમાહરીરે, ૪ મને ખાવુ પીવુ નવ ભાવેરે, મને નિંદ્રા નિશાએ ન આવેરે, મને માહાદુખ દીધુ દાવે, પીયુજી માહરુ મન હરી ગયોરે; કોણ ચડશે વીપત નીવ હારેરે, કામગુનીની દયા કોણ ધારેરે; હવે નેમજી મળશો ક્યારે, નગેરા નાથજી શું આવા થયારે

સોરઠો.

ઝુરે જુવતી નીમ, દિન ગાવેછે દોયલે;
નિશ દિન ઝંખે નામ, નેમ નગીન તણુ મુખે. ૧
સખીઓ કેરી વાત, શીખામણ નવ સાંભળે;
મુખથી નેમીનાથ, રટે રદય શું રાગ એ.

॥ ઢાળ ॥ લાડણો પાન ચાવેને રસ ઢોળે એ રાગ કોણ મારા સ્વામીને કહે સંદેશો, કોણ તે દુખમાં

આણ અંદેશો. કુણ મારી વીતી કહે જઇ પાસે રાજુલ બેઠી છેક નીરાશી, એવે સખી કહુ બાઇ લાવો. કાગળ એક લખો મન ભાવો. જઈ જદુનાથના કરમાં આપુ બીજુ દુખ કયમ કરીને કાપુ; સાહેલીની સાંભળ વાણી લખવા બેઠી રાજુલ રાણી.

॥ ઢાળ. ॥ રાગ શીતાળા મહીનાનો. કહુ વીનતી કોડીલા કંથ આશા તણે તાંતણે; વાલા વળગી રહ્યો મારો પ્રાણ ભ્યરથ વેવલાં વીણે. ૧ ગાળુ દાહડો દીનને રાત; ઘડી ગમતું નથી; મારૂ ભીતર ઉર ભેદાય કહુ કોને કથી. ૨ ઉઠું બેસુને બારીએ જોઉ વાલા તારા વાટને આશા આવશે નેમ નગીન, ઉર ઉચાટને ૩ મારૂ સૌવુ નથીરે સરીર, વીયોગની વેદના માર તનમાં લાગેછે તીર. વાલા તારી વાસના. ૪ જેમ સારસી જોડ રહીત ઘડી ન રહી શકે; જેમ નીર વીનાનું મચ્છ કયમે કરી ના ટકે. ૫ નેમ તમ વીણ મારો જીવ અતીશે અધીરછે, લાગી સુરત ચકોરને ચંદ, સ્વાતીક નીર છે. ૬ ઉર આકુળ વ્યાકુળ થાય, ચતા ચીતમાં બળે; મન વાળ્યું વળે નહી છેક, ભીતર ભડકા બળે. ૭ પીયુ તમથી છે કેવી પ્રીત, તેતો નથી જાણતા: વજર પુરૂષ તણા છે ઉર, દયા નથી આણતા. ૮ મને છળ બળે છેતરી છેલ દગો દીધો દેશમાં. મને માર્યો કટારીનો ઘાવ, જોબન બાળા વેશમાં; મારી સેજડી રોજ

બીજાય. આંસુ ભરી આંખડી, મારી રાતડી રો ન જાય, છળકી મરે છાતડી; વાલા અંતર કેરી વાત કહો કહાં ઉચરૂ મને ગાંડી કહે માત તાત. મેણા મારથી મરૂ ૧૧ માટે મનની સુણી મારી આજ, દયા દીલ લાવજો; જાણી દારાની દેહની દાઝ. અલબેલા રાજ આવજો. ૧૨ નહીતો કરીશ પ્રાણની ઘાત જરૂરી જાણજો; એના બેસસે આપને પાપ, દયા તેથી આણજો ૧૩ આપ્યો કાગળ સાહેલીને હાથ, સખી લેઈ સંચરી; આપ્યો નેમીનાથને હાથ, ઘતી આશા ભરી. ૧૪

દોહરો

વાંચી પત્ર વીવેકનો, શાગા મુખ સંદેશ,
સાંભળીને પછી ઉચરયા, નેમીનાથ નરેશ.

॥ ઢાળ. ॥ વાંચ્યો પત્ર પ્યારી તારો આજ અતી પ્યારે ભરયો. મારા મનને થયો વિશ્રાંત ભલો પ્રેડ તે ધરયો. ૧ પણ કહુધું તમારુ હીત, તે દઈએ આણજો; આ આતસબાજીનો ખેલ, જગત છે જાણજો ૨ શાણી જુઠો છે સંસાર, સ્વપ્નાની તુલ્ય છે પાપ ગરક તે જનતો ગમાર, ભુમીપર ભુલ છે. ૩ માંદરણું ધણીનું ચાર કાયા કામી કારમી. ૩ માટે કરવો પ્રભુપર પ્યાર, રટણમાં રેહવું રમી. ૪ પુરી મારે પ્રીત, પ્યારી કયારે જાણશું; લેશો સંજમ તજી સંસાર, સ્વરગ સુખ માણશું. ૫ સોંપ્યો સાહેલીએ પત્ર, રાજુલ તણા હાથમાં. વાંચી નારી થઈને

નીરાશ, વજ્યુ નહી વાતમાં, એમ કરતાં વીત્યું એક વરષ, નેમે નકી કરતું ધરી હઈયા વીશે અતી હરષ સંજમ સુખે આદરયું. ૭

॥ ઢાળ ॥ ગેરમા શીદ આપ્યો અવતાર કે નાગરી નાતમાંરે લોલ. એ રાગ. સંજમ લેછે નેમીનાથ હરખ હઈએ ધરીરે લોલ; આવી વેગે સુરનો સાથ, સામગરી સઉ કરીરે લોલ જુગતે જાદવકુળનો સાથ ભરાયો ભીડ ઘણીરે લોલ સરવે શુંદરીઓ સંગાથ બિરાજ્યા બાણી ઠાણીરે લોલ; ચંદન વીરને ઝાઝે વાલ કરે નરનારીઓરે લોલ; નીરખી નીરમળ નેમ દયાળ, આંખો ઠારીઓરે લોલ, મોટુ હેત ધરીને માવડી કહેછે મીઠડારે લોલ. ધન ધન પુત્ર જનમીઓ કુખ, હરખે દીઠડારે લોલ આશીશ આપી સ્નેહ સહીતકે મુકતી પામજોરે લોલ મનની પુરણ થાજો આશકે સંકટ વામજોરે લોલ વંદે સગાં સમંધી સરવ, પરથવી છે ઘણીરે લોલ; ઉર સઘળા જનને આનંદ ન પારજ તે તણોરે લોલ; શોભા જાનથી સાત ઘણી થઈજ નહીજ બાકી કશીરે લોલ; નેમ અચા વરઘોડે આજ કે, લીલા લહેર વશીરે લોલ વાજે વીત્ર વિધના વાજંત્ર કે ગોરીઓ ગાયછેરે લોલ, શ્રવણે સાંભળી સમાચાર જોવા જન જાયછેરે લોલ. વીલોકી વાલાનો વઇરાગ, વિરાગી બહુ થયારે લોલ. લટનો કીધો છે વળી લોચ, સંસાર ભુલી ગયારે લોલ.

ઉતારયા આભુષણ અલંકાર, સઉ માયા તજીરે લોલ. સઉને લાગ્યો પ્રભુશુ તાર, સ્વરગ સાધન સજીરે લોલ. સાધુ ૧.૦૦ નેમની સાથ કે સોળ જોડમાંરે લોલ; ચાલ્યા સેહેસા મ્ર મોઝાર. કપટ તજી કોડમાંરે લોલ

॥ ઢાળ. ॥ સાંભળીઓતો શાનો ભોગીરે ઘર મેલીને થઈ ગયો જોગીરે. સામળીયાજી એ રાગ. ગીર નાર ગયા નેમનાથરે, વળયો પાછો સગા કેરો સાગરે. વાલો વઈરાગી૦ ગયા પોત પોતાને આવાસરે કહે કૃષ્ન જી થઈને ઉદાસરે. મારે વીરે તો તજીયો વિલાસરે. વલો૦ એની કન્યા છે હજુએ કુંવારીરે, તેતો બાળને પરણશે નારીરે; કેમ જોઈ શકીશું ધારીરે. વાલો૦ મારૂ ભાઈપણું છે નકામુરે, એ વિચારથી ક્ષણ ન વિરામુરે; અવલોકી શકુ કયમ સામુરે. વાલો૦ એવા નિત નીસાંસાં નાખેરે, લોક બોલઈ મારી ભાંખેરે; બાળે પરણે દખુ કયમ આંખેરે. વાલો૦ નેમ કુવારા ચાલ્યા રાનેરે, વાત ગઈ તે રાજુલને કાનેરે; રૂવે રાજે મતી અભાનેરે. વાલો૦

॥ ઢાળ ॥ મને નેમશું લાગી તાળીરે; મને મુકી કુવારી બાળીરે શીદ આશા આપીતી ઠાલી, નગીના નેમ શું નારી પરહરીરે; નથી લાપી તમારી આમન્યારે વિણ વાંકે તજી કયમ કન્યારે અતી કીધો અમોપર અન્યા નગીના નેમ શુ નારી પરહરીરે મને અધવચ રણમાં મેલીરે, મને કુપ મધે હડસેલીરે. હવે કોણ

અમારૂ બેલી, નગીના નેમ શુ નારી પરહરીરે; રાજ રાત ન તમશુ માગીરે, પુર્વ જનમની પ્રીતી જાણીરે તરૂણીને ન લીધી તાણી, નગીના નેમ શુ નારી પરહરીરે હુંતો દાહલે દીવસ ખોતીરે. વાટ વાલા તમારી જોતીરે. રંગ રસીઆ મેલી મને રોતી, નગીના નેમ શું નારી પરહરીરે. અઠ ભવ મને લીધી ન ભાવીરે, નવમે કયમ આવ્યા રીસાવી; નહીં અગની રહુ એ આવી, નગીના નેમ શું નારી પરહરીરે હુંતો મારા ભરેલી રહુછુંરે, નેમ નામ નીરંતર લઉછુંરે; ગુણ ઘણાએ તમારા ગઉછું ન ગીના નેમ શું નારા પરહરીરે; હુંતો રાત દીવસ રહી ઝુરેરે, મારે પરાણત કીધુ ન પુરુરે, દીધુ દુખ વિયોગનું બુરૂ, નગીના નેમ શું નારી પરહરીરે; હુંતો આગળથી બહું ભુલીરે જાણ્યું નેમ તે મુજને કબુલીરે, લખ્યા કાગળ અંતર ફુલી, નગીના નેમ શુ નારી પરહરીરે. અભીમાન તે અંતર કરીઓ, જેણે પાપે પતી નવ વ- રીઓરે; મારે ઉભર્યો છે દુખનો દરીઓ, નગીનાનેમ શું નારી પરહરીરે; મારુ વીચારયુ વાએ આવ્યુંરે પેટ ચોળીને સુખજ ઘાલ્યુંરે અગ્ર ચીતર્યું આળજ આવ્યું નગીનાનેમ શું નારી પરહરીરે ગયા વનમાં હો દીલના ગમતારે, મારા મનમાં રહી એ મમતારે હવે શી પેર વાળુ સમતા, નગીનાનેમ શુ નારી પરહરીરે; સાસરાનો વરભવ નવ જોયોરે મારો વીવા એળે વગે યોરે; ઘસી

જન્મને એળે આવો, નગીના નેમ શું નારી પરહરીરે. સેલ કીધી ન સ્વામીની સંગેરે, રુડા ચીર ઓઢ્યા નહી અંગેરે, કીધી વાત ન ઉર ઉમંગે, નગીનાનેમ શું નારી પરહરીરે. મેં તો કરગણું લીધું ન હાથે, મેં તો કેશ સુધારયા ન માથેરે. એકે લાવો ન આપ્યો નાથે, નગીના નેમ શું નારી પરહરીરે. વાલા ડોલ્યા નહીં વાવર્જીઆરે. નાણ્યા તમને નથી નાવણીઆ; પ્રીતે માંગ્યા નથી પાવર્જીઆરે; નગીનાનેમ શુ નારી પરહરીરે. મેં તો રાંધી રસોઇને જમાડયારે, પ્રીતે પીરસી ન હરખ પમાડયારે, રંગબાજી કરી ન રમાડયા નગીનાનેમ શું નારી પરહરીરે. મેં તો સેજ ન ઢાળી સુવાળીરે, પતી પોડાડયા નહી સુખ ન્યાળીરે; નવ રીઝવ્યા વાણી રસાળી, નગીનાનેમ શુ નારી પરહરીરે. હું તો ઘુંઘટ આછો ન તાણીરે, વહા ભરજાકનાં નવ વાણીરે; મેં તો દીઠા ન જોઇ જોડાણી. નગીનાનેમ શું નારી પરહરીરે. હું તો લટકો કીને ન માલીરે, મારી દેહ ધરી તેના પ્યાલીરે, હું તો આવી તેવી ચાલી, નગીનાનેમ શું નારી પરહરીરે. સ્વામી તમે તો સંસાર જીત્યોરે. તમે પરમની ધારી રીતોરે, મને એક ન ઓરીઓ ચીત્યો. નગીનાનેમ શું નારી પરહરીરે; કરયું શાનું કામ દયાળારે, મને મેલીને મારગ ચાલ્યારે. પણ મુજને છો વાલમવાલા. નગીનાનેમ શું નારી પરહરીરે. બાર માસ આશાએ તો માળ્યારે, તોપ હાલના

દીવસ નવ વાળ્યારે અબળાનેતો છેહજ આહષ નગીના નેમ શું નારી પરહરીરે. કોણ આપવા અંતર બુજેરે, બહુ વીયોગનું દુખ દુજેરે; મને એકે ઉપાય ન સુજે, નગીનાનેમ શું નારી પરહરીરે. હું કેઇ પેર મનડું વાળુરે, અન્ય પુરૂષને નવ ન્યાળું, પતીવ્રત પ્રીતી પકી પાકું નગીનાનેમ શું નારી પરહરીરે. મેં તો મુકી માબાપનાં માયારે, મેતો તમને સમરપી કાયારે; મેતો ગુણ તમારા ગાયા, નગીનાનેમ શું નારી પરહરીરે. હવે ઇચ્છા સફળ મ મારીરે. તપ કરવા મતી શુભ ધારીરે; અલબેલાજી લેજો ઉગારી, નગીનાનેમ શું નારી પરહરીરે. કરે રુદન રાજેમતી જ્યાંહરે, તેની માતા પધારયાં ત્યાંહરે. કાળી કુંવરી રડે તું કાંય, નગીનાનેમ શું નારી પરહરીરે; તેમ રૂદન ન મુકે અદાપીરે, ઉઠાડીને છાતીએં ચાંપીરે; પછી ધીરજ દુહીતાને આપી, નગીનાનેમ શુ નારી પરહરીરે.

દોહરો.

આંસુ લોહ્યાં આંખનાં, બેઠા કીધા બેન;
શિખામણ દે શંતિની, ચંતુરાઇ કેરાં એન.

છપ્પો.

સાંભળ શાણી વાત કુંવારી વૃદ્ધે કન્યા,
નથી પુરૂષની ખોટ, એહ વાતે નથી મન્યા;
એતે કોનો તજી કાંકે તું દુહિતા કેની;

વાતો કરીએ લાખ સમઈ સામી તે શેની;
કૃશ બાત એ કાળીઓ, શું મન મોહ્યું હોંશી;
લાવુ રૂપ નીધાન. જેને સુખ હરખે ભરી.
નેમ સમા નવ લાખ નથી પૃથ્વીપર ટોટો;
રાજા રૂપ રસાળ નહી જગમાં જે જોટો.
પટરાણી થઈ પાન આવી દેશો પીચકારી.
ભલા ભલા ભુપાળ મદન પણ રૈછે હારી।
તેણે પરણાવું તને. નાખે મનમાં જાણવું;
સ્વરમતણું સુખ ઘેર મનભગતા શુ માણવું;

દોહરા.

વચન સુણી માતા તણા, રાજુલ બોલી વાણ;
માતા વેણ તમારા, વડુંજો ધરત પ્રમાણ.
સહન સહન સાતી નવ મળે, ગામે ન મળે બંગ;
નેમ ન ઘર ઘર નીપજે, સવળે નેહ સુરંગ;
નગ નગ રતન ન નીપજે, ચંદન વન વન નોહ.
ધનાઢય નહિ દાતા સકળ, દાતા વીરલો કોય.
જળ જળ કમળ ન નીપજે, સઘળા ન મળે શુર.
નેમ નગીનનો એકજે, વીતી મારૂ ઉર,
રૂપે ભાઈઆ રીઝસે, ગુણનુ મારે કામ.
ખોટા મોતી દેખતા, કો નવ લેવે નામ;
કસ્તુરી કાળી સદા, ગુણ નવ જાણે ગમાર।
એક ખાસ સુખડલીએ, મરતા દે ઉચ્ચાર,

કાળી કીકી આંખમાં, એ વિણ સઘળું અરત;
જેણે રીઝે રજની, એજે કાળો હેરત.
કાળું કાજળ આંખમાં, એહ સમારે રૂપ;
ભામની આંજે ભાવમાં ભોળવા લેછે ભુપ.
કાળા વનમાં કોકીલા, બોલે રાગ રસાળ;
ડોલે મન તપસી તણા, અંતર ઉપજે વ્હાસ.
મણિ કાળી કીમત ઘણી, આપે ખરો ઉજાસ;
કાળા મરી કપુરમાં, નાખે જાય ન વાસ.
કાળા નેમ નગીન પણ, પ્રાણ તણા આધાર;
એ વિણ મારે વ્યર્થ છે, સુનો આ સંસાર
માત તાત સઘળા કરે, બન્ને ભુમીના ભુપ;
નેમનગીન વર રસીક છે, શાન્યુ મુજને રૂપ.
માટે માતા માહરી, વૃથા વદો ન વચન;
મેં તો અરપ્યું નેમને, કહું મારે તન.

છપો.

એ અવસરમાં વાત પડી રાજુલને કાને;
પંચાવન દિન પુરે જ્ઞાન પ્રકટીયું ગુણવાને.
પંપાજ નીરમળ નેમ પ્રેમ પ્રભુજી બાંધ્યો;
અપરંપ જાણી આ વિષ સુરઓ પ્રભુસું સાંધ્યો.
સંજમ લેવા સુંદરી, સુણી વાત આતુર થઈ;
પાય પડી મા બાપને વધાઈ કૃષ્ણજીને ગઈ.
સુણીને હરખ્યા શામ, ધન ધન ભામી મારી.

એકઝડી અડી કામા; કામ લક્ષણ આળસ મરડી; કળા કાથા કટાક્ષની કરડી. કોણ માત પોતાને રવામાં, કયમ નીકળ્યા વઇરાગ પામી; એકલા કેમ આણી દીસે, કોણ નામ કહો મન વીશે. રૂપ જોતાં મુકે રતી માન વામા વીરહો તણા વીશરામ; મારૂ પ્રગટયુ પુરવનું પુન્ય, મારા નસીબમાં નથા ગુન; સુણી કપટ ભરેલી કાકાણી વીવેક વહી રાજુલ વાણી. હુંતો ઉગરશેનની બાળ, જેક ક્રમજી છેરે ભુપ જી; તેના વારછે નેમજી જેઠ. મારા પ્રાણપતી છ તેહ; મુકી કુવારી વઇરાગ લીધો માંડવેથી ત્યાગજ કીધો. ગાઢે. સંજમ લેવાની આશે, હુંતો જાઉછું નેમજી પાસે. મારૂ નામ છે રાજુલ નારી, હુંતો આવીછું વૈરાગ ધારી. પછી બોલ્યારે નેમી વચન, તુંતો રાજુલ રૂપ રતન; પ્રેમ કટાક્ષે મુજ પર બાળો, તપ કરીને ન

કાયા બાળો, ભોગવો મુજશુ સઉ ભોગ જુવતી ન ઘટે તને જોગ. એ નેમજીનો હુંછું ભ્રાત. રે નેમીછે નામ વિખ્યાત; ઉર અંતર ભેદ ન આણો. મને નેમને સમે જાણો; ખટપટ સઉ મનની છાંડો, તમે મુજપર મમતા માંડો; સુખ ભોગવી સંજમ લેશું, ભાવ સંસારનો સઉ દેશું કામના કરો પુરણ કોડ, જીવ મેળવો માહરી જોડ; સુણી તપસીતણા આ વચન, કંપી રાજુલ થરથર મન; ધરી ધીર વદી પછી વાણ. સુણો દીયર ચતુરસુજાણ.

॥ ઢાળ. ॥ ડો દીયરીઆ હીતશીક્ષાના વચન તમે

ઉર ધારો, આરેના અડચું વહાણ કુબેરે ખુટી પડયો
જનંમારો ટેક. ૧ સંસારનું સુખ પરડુરાં દાખું કપન
કામાતુર પછી મન કીધું; શું જોઈને સંજમનો લીધુરે.
હો દીપરીઆ૦ ૨ તન બાળીને તપમાં કાપ્યા, તમે વતન
તજીને વન આવ્યા; પછી ઉરમાં કસુંબા કપન લાવ્ય રે.
હો દીપરીઆ૦ ૩ સુખ અચળ મળે હરી સમરણ કરો,
વીષયારસથી અનુરાગ હરો તમે ઘરબારનું ધ્યાન વરારે
હો દીપરીઆ૦ ૪ તરૂણી મૃગજળ મોહમાં લાલો. તજી
પાનને લાળામા આવો: શું વમન કરેલુ વળી આવોરે
હો દીપરીઆ ૫ તજી થાળને કુસકા શું શંચો; તજી
કામદુગા ખર ના બાંધો; વીર કાહો કુરાચારી આંધોરે.
હો દીપરીઆ૦ ૬ તમે તનને કીધુછે તપસી, મન નહી
બાંધ્યે પડશો લપશી; માટે અહો વીવેક લટા આસારે
હો દીપરીઆ૦ ૭ શું હારો જીતેલી બાજી છે મુકવાના
લક્ષણ આજી, તજી અમૃત શું વોખધી રાજીરે. હો
દીપરીઆ૦ ૮ જોવાથી હાથ ચડી મુડી, તમે નજર કરો
નિરમળ રુડી; આ કુવાસના તજી ઘો કુડીરે, હો દીપ·
રીઆ૦ ૯ તમે વીષય વાસના સંહારો, તમે માઠો મન
વૃતી મારો: તમે સંજમ દ્રઢ ચીતે ધારોરે હો દીપરીઆ૦
૧૦ આ કાચો કાયા કુંભ કરચો મળમુતર માંસ રૂધીર
ભરચો; વળી તાપ ત્રિવેધી માંહ ઠરચોરે, હો દીપરીઆ૦
૧૧ શું મુજપર ધ્યાન તજી ધાયા, તમે જડકુળના જસીઆ

નપા. મન રખો વશ જુઠી માયારે, હો દીયરીઆ૦ ૧૨ તમે બે બાંધવ એક માત તણા, પણ ભૂપક સ્વભાવ દીસેજ ઘણા જુઓ નેમ નગીનમાં નહીજ મણારે. હો દીયરીઆ૦ ૧૩ તેણે પરહરી વીષય રૂપી વાડી. મન ગમન માં પ્રભુ શુ માંડી, જેણે સંજમ લેઈ મુજને છોડારે હો દીયરીયા૦ ૧૪ હું મોટી ભાભી થઉ ભગની; અનમયા ઉરધારો જગના શું લાગી તેનાપર લગનીરે, હો દીયરીઆ૦ ૧૫ માહા પાપ વચારોરે વીરા, કયમ ભુલો હિત હઈયે હીરા; જુઓ ધ્યાનતણી નજરે ધીરારે, હો દીયરીઆ૦ ૧૬ વદો વચન નઠારુ પત ખોયું. તમે ડાહાપણ ડાહ્યા થઈ ખોયું ગેન મુરખ જરાએ નવ જોયુંરે, હો દીયરીઆ૦ ૧૭ આ જોબનીયું જંપમકારો વીશ્વાસ નહી પળનો ધારી; ચેતો આ કુમતી મન મારોરે, હો દીયરીઆ૦ ૧૮ જે સાધવી સંતીપર દ્રષ્ટી ધરે, તે લખચોરાશી ફેર ફરે; ભવસાગરમાં બુડી જમરે, હો દીયરીઆ૦ ૧૯ જે રયનની સેવે પ્રાણી, તેનો ધરમ બધો છે ધુળધાણી; કરો જ્ઞાન દીપક નિજ હિત જાણીરે, હો દીયરીઆ૦ ૨૦

સોરઠો.

સુણિ રાજુલના વેણ, જ્ઞાન પયુરે નેમીને;
નિરમળ કીધાં નેણ, અજ્ઞ તીમીર નઠું તદા

॥ ઢાળ ॥ હો મારીજી ગુરૂ તમે હું સદાય શીષ્ય.

;મારો; માગેશ્રી બેપ ભજવ્યો કીને અમગ આજ અમારો ટેક. ૧ તમ પરતાપે મુજ લાજ રહી, ગુરૂ થઈને બુડતાં બાંહ્ય ગ્રહી, હું સરણાગતધું સેવક સહી, હો ભાભીજી ૨ મારુ લાખેણુ વૃત તે રાખ્યું, અગ્નાન તીમીર કાડી નાંખ્યું; કરી દયા કૃપા નજરે જાંખ્યુંરે. હો ભાભીજી. ૩ હું ચુકી બોલ્યો બોલ અતી, પણ રદયે ન ધરી રીસ રતી, હું ગુનેગાર મહા મુઢ મતીરે; હો ભાભીજી. ૪ અપરાધ ક્ષમા કરજો મારો, ધુ દાસ દયા દીલમાં ધારો, તમ શરણે મારો કે તારો હો ભાભીજી. ૫ ધો ડંડ ધટીત મુજને કાંઈ, ઉપજી કુમતી મુજ ઉરમાંહી; હું મુરખ તરછોડો નાંહીરે, હો ભાભીજી૦ ૬ હું હારયો ભવ નરપ દામી, મારા તપ મધે બેઠી ખામી; થઈ કબુધ કરમ કુટીલ કામીરે, હો ભાભીજી૦ ૭ તુ માતા તુલ માતા મારી, નહી ભાભી પણ ગુરૂ મેં ધારી; અપરાધ તજી દયો ઉગારીરે, હો ભાભીજી૦ ૮

દોહરા.

શુણી વચન રેમના, સામા થઈ મન શાંન;
વીવેકથી મન વાળીયું ભામી મનની ભ્રાંત.

॥ ઢાળ ॥ વદી રાજુમતી ત્યાં વાણ, સુણો નેમન. વીર સુજાણ; થયા ભ્રષ્ટ કબુધીથી ભ્રાંત, મન ભ્રમીત કરયુ સાક્ષાત, તેનું પાપ તમોને લાગ્યું. વૃત સંજમ શુંર ભાગ્યું માટે પુન નેમજી પાસ માગી સંજમ સેવં

પ્રકાશ; તેથી સહસાવને મુજ સાથ, ચાલો જ્યાં વસે નેમજીનાથ. સરખી સખીઓને રે નેમ, સહીત રાજુમતી ધરી પ્રેમ; ચોંપે ચઢ઼ આ છે ગઢગીરનાર આવ્યા નેમ રથળે નીરધાર; પ્રીત સહીત જોડીને પાણ. વદી વીવેક ભરેલી વાણ, નાથ નીરખીને નારી ઉલાસી થઈ સરગુણાગત સીધવાસી, કરી પ્રદક્ષણા એકસો આઠ, પતી સ્મરણ તણો મુખ પાઠ; જોઈ હરખ્યા જદુ કુળચંદ ઉરમાં પ્રગટયો આનંદ; વદયા વળતી મધુરી વાણી, ધન ધન રે રાજુલ રાણી; ધન્ય ધન્યરે માવડી તારી. પ્રગટી સર્વ જની મત સારી. એમ કહીને કૃપા કરી સાર, આપ્યું સંજમ ત્યાં નીરધાર. આણ કરવાને આજ્ઞા દીધી કૃપા મોહની વેગળી કીની; નિજ જ્ઞાતને રાખી પાસ કરો બોધ પવીત્ર પ્રકાશ, હવે રાજુમતી રૂડી રીત, પાળે સંજમ ઓછી પ્રીત; કદીએ ન કરેરે કુદ્રષ્ટ, અતી વેઠે છે કાયાએ કષ્ટ. ભમે ભુ પરદેશ વીદેશ, તજ્યા કામનીએ સર્વ કલેશ. દેહ દમન કરે દીનરાત. જીતી ઝગડા તે અષ્ટ અઘાત; ખોયા જન્મ મરણનાં દુખ, લેઈ સંજમ પામીઆ સુખ; આવાગ મન તણું દુખ હર્યું, એમ કાપાનું કલાણ કર્યું; તરચા દંપતી સરવ સહીત, પાળ્યું સંજમ જે શુધ ચીત. તજી દેહને પામ્યા વિરામ, પોહચ્યા પ્રીતથી અક્ષર ધામ તિરથંકર બાવિસમે આગ, નવખંડમાં રાખ્યું નામ, જેના નામથી નિરમળ થાય, અઘ ઓઘ

તે દુર પળાય.

## નેમનાથજીનું સ્તવન

સંજમ લેઊંગી સાથ પીયા મેં તો સંજમ લેઊંગી, સંજમ લેઊંગી મે સાથ ચલુંગી, પીયા મેં તો સંજમ લેઊંગી, રહુંગી પ્રીતમ પાસ; પીયા૦ ૧ સમુદ્ર વીજય શીવાદેવીકા નંદન જદુપતી નેમ કુમાર; પીયા૦ ૨ માત પીતા મેરો જન્મ દીયો હે કરમ ભોગ્યો કીરતાર પીયા૦ ૩ તન ધન જોબન સીર નહી અપના. સુપના જેમ સંસાર પીયા૦ ૪ આઠ ભવંતર નેહ કીયો હે નવમે તજો હે નાહ પીયા૦ ૫ તોરણ આયે ચલે રથ ફેરી, પશુઓના શુણી પોકાર પીયા૦ ૬ સેહેસાવન જઈ સંજમ લીધું. છાંડયા વીષય વીકાર પીયા૦ ૭ રાજુલ પ્રીતે પ્રભુ પાય નમીને, લીધો સંજમ ભાર પીયા૦ ૮ કરમ ખપાવી કેવળ પામી પોહોત્યા મુગતી મોઝાર પીયા૦ ૯ રંગ કહે પ્રભુ સરણ તુમારો દીજે ભગતીસ્તાર પીયા૦ ૧૦

## નેમનાથના સાતવાર.

આદીતે અરીહંત અમ ઘેર આવોરે;
મારા શ્યામ સલુણા નેમ દીલમાં લાવોરે. ૧
સોમે તે શુભ સણગાર સજીએ સંગેરે,
મારા જુગજીવણની સાથ રમીએ રંગેરે. ૨
મંગળ શુભ દીન આજ મંગળ ગાઈરે;
કાંઈ નવ ભવ કેરો નેહ હું સંભારૂરે, ૩

બુધ ઘેર આવો નાથ બુધ મારા બળીઓરે;
પ્રભુ એક સેંહસ ને આઠ લક્ષણ ભરીઓરે; ૪
ગુરૂ ગીરવા ગુણવંત શીવા દેવીનારે;
કાંઈ સમુદ્ર વીજય કુળ ચંદ નેમ નગીનાને ૫
શુકર સેંહસાવન આવો સજનીરે,
મારે સમય થયો પરભાત વીતી રજનીરે ૬
રાનીસરવરે સંજમ લીધ પ્રીત વધારીરે
દાનું પામ્યા પરમાનંદ નેમને નારીરે. ૭
કહે મુળચંદ જે એમ આશાં ફળકરે:
જે નીરમળ પાળે શાયળ ભગજળ તરશેરે. ૮

શા૦ મોહનલાલ બાકરભાઈ સહી

રેહેવાસી અ૦ ડોશીવાડાની પોળમાં

